સિંધના ઇતિહાસની સહેલી સચિત્ર

# વાર્તાઓ.

લેખકઃ
પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.
શિક્ષક, મ્યુનિસિપલ સ્કૂલ,
કરાચી.

પ્રકાશકઃ
દામોદર ડી. ભટ્ટ.
રતનતલાવ—કરાચી.

સિંધના ઇતિહાસની સહેલી સચિત્ર

# વાર્તાઓ.

લેખક :

પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.

શિક્ષક, મ્યુનિસિપલ સ્કૂલ

કરાચી.

પ્રકાશક :

દામોદર ડી. ભટ્ટ.

રતનતલાવ—કરાચી.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦

સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૪-૦

આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ.
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.

# પ્રસ્તાવના.

પ્રાથમિક ચોથા ધોરણના વિદ્યાર્થીઓને કરાચીમાં અને સિંધની ગુજરાતી શાળાઓમાં સિંધ પ્રાંતનો ઇતિહાસ શીખવવામાં આવે છે; પણ તે શીખવવાનું સારૂં સાહિત્ય ન હોવાથી નવાસવા શિક્ષકોને આ વિષય ઘણો કઠીન થઈ પડે છે. મને આ વિષયનો પ્રેમ પેદા કરનાર શ્રીયુત મોહનલાલ પી. ભટ્ટ ( માજી આસિ. ડેપ્યુટી, એજ્યુકેશનલ, ઇન્સ્પેકટર, કરાંચી–સિંધ ) છે. તેમના તરફથી મને જે સૂચનાઓ મળેલી અને મારા કરાચીમાં પ્રાથમિક શિક્ષક તરીકેના સોળ વર્ષના અનુભવમાં મેં મારા વિદ્યાર્થીઓને શીખવતી વખતે જે નોંધો કરેલી, તે ઉપરથી આ નાનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

ઇતિહાસનું શિક્ષણ બાળકોમાં રસિકતા, સ્વદેશપ્રેમ, તર્કશક્તિ, તુલનાશક્તિ, સેવાભાવના અને એવા કંઇ કંઇ ગુણો વિકસાવે છે. બાળકોને વાર્તાઓ સાંભળવી બહુ ગમે છે, એટલે એ ગુણો ખીલવવા માટે જો ઇતિહાસની વાર્તાઓ રસિક રીતે કહેવામાં આવે તો ઘણો ફાયદો થઈ શકે. સિંધના ઇતિહાસનાં આજ સુધીમાં જે પુસ્તકો પ્રગટ થયાં છે, તે કરતાં આ પુસ્તકની યોજના વાર્તાઓમાં વધુ રસ રેલાય એ દૃષ્ટિએ કરવામાં આવી છે.

બાળકો માટેનાં પુસ્તકો રસિક હોવા સાથે ચિત્રોવાળાં હોય તો સારૂં પરિણામ આવી શકે, પણ ચિત્રોનો ખર્ચ ઘણો થાય છે અને તેથી કિંમતમાં વધારો કરવો પડે છે. મેં આ પુસ્તકમાં મળી શકયાં તેટલાં ચિત્રો મૂકયાં છે, છતાં કિંમત જૂજ રાખી છે. હજુ ઘણાં અગત્યનાં ચિત્રો અને નકશાઓ મૂકવા રહી ગયા છે, તે જો મને ખાતા તરફથી અને શિક્ષકબન્ધુઓ તરફથી પ્રોત્સાહન મળશે તો હું બીજી આવૃત્તિમાં અવશ્ય મૂકી શકીશ.

આ પુસ્તકને વ્યવસ્થિત કરવામાં અને છાપવાની ગોઠવણ કરી આપવામાં મારા મોટા ભાઈ **ધીરજલાલે** પૂર્ણ મદદ કરી છે. શ્રીયુત ભાઇચંદ પૂજાદાસે રાજકુટુંબના ત્રણબ્લોકો આપવાની ઉદારતા દેખાડી છે. એસ. બી. શાહની કંપનીએ તૈમુર, બાબર, નાદીરશાહ લૉર્ડ ઇરવીન અને રણજીતસિંહના બ્લોકો આપી ઉપકાર કર્યો છે અને 'શાળાપત્ર'ના તંત્રી સાહેબે લંડનથી કરાંચીસુધીના હવાઇ માર્ગનો બ્લોક આપ્યો છે. આ સહુ સજ્જનોનો હું કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું:

કરાંચીઃ
આષાઢી પૂર્ણિમા સં. ૧૯૮૬. } **પુરૂષોત્તમ અમૃતલાલ ભટ્ટ.**

# અનુક્રમણિકા.



# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧ | શોરી | રોરી |
| ૧૪ | ૧૪ | રાજવંશ | રાવવંશ |
| ૨૧ | ૩ | ભુંગર | તે પછી ભુંગર |
| ૨૪ | ૧૧ | મહંમદ બેગડો | મહંમદશાહ બીજો |
| ૨૪ | ૧૩ | એ | એના પુત્ર મહંમદ |
| ૨૭ | ૧૧ | ૧૫૨૪ | ૧૫૫૪ |
| ૩૧ | ૧૩ | મુરાદ ખાબખાન | મુરાદ યાબખાન |
| ૩૨ | ૩ | સર ફરાજખાન | સરફરાજખાન |
| ૩૨ | ૧૮ | ન્હોતો | નહોતો |

# સિંધના ઇતિહાસની
## સહેલી સચિત્ર વાર્તાઓ.



### સિંધનું સામાન્ય વર્ણન.

આપણા સિંધ દેશનું નામ સિંધુ નદી ઉપરથી પડ્યું છે. મુંબઈ ઇલાકાનો તે છેક ઉત્તરનો ભાગ છે. એ ઇલાકાના બીજા ભાગોથી ઘણી બાબતોમાં જુદો પડે છે. તેની કુદરતી રચના, ભાષા, લોકો, પહેરવેશ અને રીતરિવાજ બીજા દેશો કરતાં જુદાં છે.

**સીમાઃ**–સિંધની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ, પશ્ચિમે બલુચિસ્તાન, દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર તથા પૂર્વે રજપુતાનાનું રણ છે.

**કુદરતી દેખાવઃ**–આ દેશના પશ્ચિમ ભાગમાં ડુંગરા છે અને તેમાં ઘાસ પુષ્કળ ઉગે છે; તેથી ભરવાડ લોકો ત્યાં ઢોર ચરાવે છે. એનો મધ્યભાગ સપાટ છે. પુર્વભાગમાં મોટું રેતીનું રણ છે અને દક્ષિણ ભાગ નીચાણવાળો તથા ખારવાળો છે; તેથી હવા સારી નથી. આ આખા દેશમાં વરસાદ બહુ જ ઓછો પડે છે. સિંધને લગતું ખૈરપુરનું દેશી રાજ્ય છે, તેનો કેટલાક ભાગમાં રેતીના ડુંગરા છે.

**આબોહવા:**—વરસાદ ઓછો પડવાથી હવા સુકી છે ઉનાળામાં રેતી તપે છે અને ગરમી વધારે દાખવે છે, તેવીજ રીતે શિઆળામાં ટાઢ પણ ઘણી પડે છે. ઉત્તરના ભાગમાં અતિશય તાપ પડે છે. દરિયાકાંઠાની હવા સારી છે.

**વનસ્પતિ અને ખેતીવાડી:**—આ દેશમાં મોટાં જંગલ ન હોવાથી લાકડાંની અછત છે. બાવળ અહીં મુખ્ય ઝાડ છે. તેની છાલ ચામડું કમાવવાના કામમાં આવે છે અને પાદડાં ઊંટ તથા બકરાં ખાય છે. સિંધુ નદીના કાંઠાના પ્રદેશો તથા જે ભાગ ઉપર કાંપ ઠરે છે, તે ભાગ ફળદ્રુપ છે; તેમાં ખારેક, કેળાં, કેરી, નારંગી, દાડમ, તડબુચ વગેરે ગરમ દેશોમાં થઇ શકે એવો મેવો થાય છે: મુખ્ય પાક ડાંગર, જુવાર, ઘઉં, જવ, તેલીબીઆં, અને કપાસ છે. સિંધમાં ઉંચી જાતનું રૂ થાય છે. સિંધુ નદીમાંથી કેટલીક નહેરો ખોદાવવામાં આવી છે અને ખેતીવાડીને વધુ ખીલવવા માટે સક્કર આગળ સિંધુમાં એક મોટો બંધ બાંધવાની યોજના થઈ છે.

**વહેવારના માર્ગો અને વેપાર:**—સિંધમાં સામાન્ય રીતે રેલ્વે ઓછી છે. વેપારનું મુખ્ય મથક કરાંચી છે. એ બંદરથી પરદેશ ખાતે અનાજ પુષ્કળ મોકલવામાં આવે છે. રૂ, ઊન, અનાજ, ચામડાં તથા હાડકાં આ દેશમાંથી બહારના મુલકમાં જાય છે. મારવાડ અને પંજાબ સાથેનો વેપાર રેલ્વે માર્ગે અને દૂરના મુલકોનો વેપાર દરિયા માર્ગે ચાલે છે. હાલમાં કચ્છના રણમાં થઇને ગુજરાત તરફ ટુંકે રસ્તે રેલવે લઈ જવાની એક યોજના ચાલે છે; તે યોજના પૂરી થયા પછી ઇલાકાના બીજા ભાગો સાથે સિંધનો સંબંધ જરૂર વધશે.

**લોકો:**—સિંધમાં વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે. સિંધી લોકો શરીરે કદાવર અને બળવાન છે. સિંધના હિન્દુઓ મુસલમાનની માફક સુરવાળ પહેરે છે. આ દેશની ભાષા સિંધી અને બલુચી છે. ગુજરાતમાંથી થોડા લોકો ધંધા અર્થે હાલ કરાંચી વગેરેમાં આવી વસ્યા છે; તેઓ પોતાના દેશની ભાષા અને પહેરવેશ રાખે છે.

# સિંધનો નકશો.




આ દેશનો ઇતિહાસ બહુ જૂનો છે; પણ અસલના વખતમાં છાપખાનાં નહોતાં; તેથી તે સળંગ છપાએલો મળી આવતો નથી. કેટલાક પરદેશી મુસાફરોએ લખેલાં વર્ણનો, જૂના સિક્કાઓ, દંતકથાઓ તથા ચચ્ચનામા જેવા ગ્રંથો ઉપરથી જે કાંઈ હકીકત વિદ્વાનોએ મેળવી છે તેની વાર્તાઓ આ નીચે આપવામા આવે છે.

---

# વિભાગ પહેલો.

---

## અંગ્રેજી રાજ્ય.

સિંધમાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય ચાલે છે. આ રાજ્યના હાલના રાજાનું નામ **શાહેનશાહ પાંચમા જોર્જ** છે. તેઓ આપણા દેશથી વાયવ્યમાં પાંચ હજાર માઇલ દૂર આવેલા ઈંગ્લાંડ દેશમાં રહે છે. તેમની રાજધાનીનું શહેર **લંડન** છે. અંગ્રેજોએ દુનિયાના મોટા ભાગ ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું છે અને તેથી એમ કહેવાય છે કે અંગ્રેજી રાજ્યમાં કદી સુરજ આથમતો નથી.

આ અંગ્રેજી રાજ્યમાં આપણને ઘણી જાતનાં સુખ મળેલાં છે. દેશમાંથી લુંટફાટ, ધાડ, જુલમ વગેરે બંધ પડયાં છે. લોકોને વ્યાજબી ઇન્સાફ મળે છે, વેપાર રોજગાર સારો ચાલે છે અને દેશની આબાદી વધતી જાય છે.

### ૧ શાહેનશાહ પાંચમા જોર્જ.


શાહેનશાહ પાંચમા જોર્જ.

**રાજ્યાભિષેક:**—આ આપણા મહારાજા ૪૭ વર્ષની ઉમરે ઇ. સ. ૧૯૧૧ ના જુન માસમાં ઈંગ્લાંડમાં ગાદીએ બેઠા હતા અને તે પછી તે જ સાલના ડીસેમ્બરમાં મહારાણી મેરી સાથે હિંદમાં પધાર્યા હતા. આ મહારાજાના પહેલાં ઈંગ્લાંડથી કોઇ પણ રાજા ગાદીએ બેઠા પછી આપણા દેશમાં આવ્યા નહોતા. પરન્તુ જોર્જ મહારાજાને હિંદ ઉપર પ્રેમ હોવાથી અનેક મુસીબતો વેઠીને

અહિં આવી દિલ્હીમાં ઘણા ઠાઠમાઠથી તેમણે મોટો દરબાર ભરાવી રાજ્યાભિષેકની ક્રિયા કરાવી હતી અને તે વખતે આ દેશની પ્રજા ઉપર સારી રીતે રાજ્ય ચલાવવાને, હુન્નર ઉદ્યોગ ખીલવવાને અને કેળવણીમાં વધારો કરવાને ઉદાર વચનો આપ્યાં હતાં.

ગાદીએ બેઠા પહેલાં તેમણે વહાણ ચલાવવાની કેળવણી લીધી હતી; તેથી તેમનામાં નાનપણથી સંકટો સહન કરવાની અને પોતાની જાતે કામ કરવાની ટેવ પડેલી છે. તેઓ તેમના પિતાની હયાતીમાં ઇ. સ. ૧૯૦૫ માં પણ આપણા દેશમાં પધાર્યા હતા અને તે સમયે કરાંચીમાં ફ્રિયર હોલ આગળ પોતાના દાદીમા વિકટોરીઆનું બાવલું ખુલ્લું મુકવાની ક્રિયા પોતાને હાથે કરી હતી. કરાંચી બંદરેથી ઇંગ્લાંડ તરફ વિદાય થતી વખતે તેમણે આ દેશની પ્રજા પ્રત્યે ઘણી માયાળુ લાગણી દેખાડી હતી.

## ૨ નામદાર સાતમા એડવર્ડ.



શાહેનશાહ સાતમા એડવર્ડ.

**શાહેનશાહ પાંચમા જોર્જ** પહેલાં તેમના પિતા સાતમા એડવર્ડ ઇંગ્લાંડની ગાદીએ રાજ્ય કરતા હતા. તેઓ સ્વભાવે શાન્ત હતા; તેથી **સલાહકાર એડવર્ડ** તરીકે ઇતિહાસમાં જાણીતા છે.

## ૩ મહારાણી વિકટોરીઆ.

શાહેનશાહ એડવર્ડ પહેલાં ઇંગ્લાંડની ગાદી ઉપર તેમનાં માતુશ્રી મહારાણી વિકટોરીઆ રાજ્ય કરતાં હતાં. તેમના વખતમાં હિન્દુસ્તાનમાં બહુ શાંતિ ફેલાઇ હતી. તેમણે રૈયતના



મહારાણી વિકટોરીઆ.

સુખને માટે ઘણાં ભલાં કામ કર્યાં હતાં; તેથી તેમને **ભલાં વિકટોરીઆ** કહેવામાં આવે છે.

## ૪ કંપની સરકાર.

મહારાણી વિકટોરીઆ પહેલાં આ દેશમાં કંપનિ સરકારનું રાજ્ય હતું. એ કંપનિ ઇંગ્લાંડના વેપારીઓની એક મંડળી હતી અને તે આ દેશમાં વેપાર કરવા આવી હતી; પણ આ દેશના દેશી

રાજ્યોના માંહોમાંહેના અણબનાવથી કંપનિએ તેમાં ભાગ લીધો અને કેટલોક મુલક મેળવ્યો. પછી ધીમે ધીમે એ મુલકમાં વધારો કર્યો; ઇ. સ. ૧૮૫૭ માં આ દેશમાં બળવો થયો તેથી રાજ્યવહીવટ કંપનિ સરકારના હાથમાંથી મહારાણી વિકટોરીઆએ પોતાના હાથમાં લઈ લીધો.

## ૫ સિંધમાં અંગ્રેજી રાજ્ય.

સિંધમાં અંગ્રેજી રાજ્ય થયું તે પહેલાં **મીર** લોકોના ત્રણ રાજ્યો હતાં: (૧) હૈદ્રાબાદના મીરોનું રાજ્ય (૨) **મીર**પુર ખાસના મીરોનું રાજ્ય (૩) ખૈરપુરના મીરોનું રાજ્ય: તેમાં હાલ માત્ર ખૈરપુરનાં મીરોનું એક જ રાજ્ય છે.

પ્રથમ **અંગ્રેજોને** અને સિંધના મીરોને મિત્રાચારી હતી; પણ એક વાર અંગ્રેજી લશ્કર **સિંધમાં** થઇને **અફગાનીસ્તાન** તરફ જતું હતું; ત્યારે **મીરો**એ તેને હરકત પહોંચાડી હતી.

મિત્રને મદદ કરવાને બદલે હરકત પહોંચાડવાથી **અંગ્રેજોને** માઠું લાગ્યું અને તેથી **મુંબાઇથી** એક લશ્કર **મનોરા** ઉતારી તે કિલ્લો જીતી લીધો. ઈ. સ. ૧૮૩૯.

**અંગ્રેજોની** ઇચ્છા પ્રથમની દોસ્તી કાયમ રાખી **મીરો**ની સાથે સલાહસંપ રાખવાની હતી, તેથી સને ૧૮૪૨ માં **અંગ્રેજોએ** એક કોલકરારનો કાગળ તૈયાર કરી તે ઉપર **મીરોને** સહી કરવા કહ્યું અને હૈદ્રાબાદમાં **મેજર આઉટ્રામ** નામે સરદારે એક દરબાર ભરી, મીરોને ખૂબ સમજાવ્યા; પણ મીરો અભિમાની થઇ ગયા હતા તેથી તેમણે **આઉટ્રામનું** કહ્યું માન્યું નહિ અને ઉલટો **અંગ્રેજો** ઉપર વધારે ગુસ્સો કર્યો.

માણસની દશા ફરે છે, ત્યારે તેને અવળું કામ સૂઝે છે. મીરોની દશા ફરી હતી તેથી તેમણે કોઇ પણ જાતનો વિચાર કર્યાં વિના મેજર **આઉટ્રામની** છાવણી ઉપર એક રાતે ઓચિંતો હુમલો કર્યો. **આઉટ્રામ** બહાદૂર હતો; તેથી જીવ બચાવી નાસી છૂટયો અને **સર ચાર્લ્સ નેપીઅરને** જઇ મળ્યો. તેમણે લશ્કર તૈયાર કર્યું અને **મીઆની**

આગળ મીરોને સજ્જડ હરાવી; મીર નસીરખાનને કેદ પકડી લીધો. ત્યાર પછી મીરપુરખાસનો મીર શેરમહમદ અંગ્રેજોની સામે થયો તેને દબા આગળ હરાવ્યો અને ખૈરપુરની ગાદીના મીર રૂસ્તમખાનને કાવતરાં રચવાના ગુન્હા માટે પકડ્યો. રૂસ્તમખાનનો ભાઇ મીર મુરાદઅલી અંગ્રેજોને શરણે ગયો; તેથી તેને ખૈરપુરની ગાદી આપી અને બાકીનો મુલક કબજે કર્યો. ઈ. સ. ૧૮૪૩.

તે દિવસથી સિંધમાં અંગ્રેજી રાજ્ય થયું છે.

**પ્રશ્નો:**

આપણા ઉપર કોણ રાજ્ય કરે છે? હાલના મહારાજાનું નામ શું? તેઓ ઇંગ્લાંડમાં કયારે ગાદીએ બેઠા હતા? દિલ્હી દરબાર વખતે તેમણે કયાં વચનો આપ્યાં હતાં? ગાદીએ બેઠા પહેલાં તેમણે કઇ કેળવણી લીધી હતી? તેમના પહેલાં કોણ રાજ્ય કરતું હતું? મહારાણી વિકટોરિયા પહેલાં કઇ સરકાર હતી? સિધમાં અંગ્રેજી રાજ્ય શી રીતે થયું? અંગ્રેજી રાજ્યથી આપણને શા શા લાભ થયા છે?

---

# વિભાગ બીજો.

---

## પ્રાચીન રાજ્યો.

---

**વેદના સમયનું સિંધ:**—સિંધ દેશનો ઇતિહાસ બહુ જુના વખતનો છે; એ વાત હિન્દુઓના ધર્મપુસ્તક વેદ ઉપરથી માલુમ પડે છે. સેંકડો વર્ષ પહેલાં આપણા વડવાઓ કેવા હતા તે વેદ ઉપરથી જણાય છે. તેઓનું અસલ વતન ઉત્તરમાં મધ્ય એશિયામાં હતું; ત્યાંથી વાયવ્ય કોણને રસ્તે થઇને તેઓ આ દેશમાં આવ્યા હતા અને સિંધુ નદીને કાઠે વસીને વેદના મંત્રો ભણ્યા હતા. તેમના શરીરનો રંગ ઉજળો હતો; એટલે તેઓ આર્યો કહેવાતા હતા. તેઓ કુદરતને માનતા હતા, વિદ્યા ભણતા હતા, ખેતી કરતા હતા અને સ્ત્રીઓને માન આપતા હતા. ધીમે ધીમે આગળ વધતાં અહીંના મૂળ વતનીઓ

પહાડો અને જંગલોમાં જતા રહ્યા; એટલે તેમણે પોતાનાં નાનાં નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં.

**મહાભારતના સમયનું સિંધ:**—લગભગ સાત હજાર વરસ પહેલાં જે રાજ્યો અહીં હતાં, તેમાં **હસ્તિનાપુર** એટલે હાલના દિલ્હીનું રાજ્ય મોટું હતું. એ હસ્તિનાપુરમાં કુરુવંશનો દુર્યોધન રાજા રાજ્ય કરતો હતો. તેઓ સો ભાઇઓ હતા. કુરૂ ઉપરથી **કૌરવો** કહેવાતા હતા. રાજા દુર્યોધન કપટી અને અધર્મી હતો. આપણા **સિંધ**માં તે વખતે એ દુર્યોધનનો બનેવી **જયદ્રથ** રાજા રાજ્ય કરતો હતો. એનું રાજ્ય બહુ આબાદ હતું. જ્યારે **કૌરવો**એ પોતાના પિત્રાઇ ભાઈ **પાંડવો**ને રાજ્યમાં ભાગ ન આપ્યો અને **પાંડવો**ને લડાઇ આરંભવી પડી; ત્યારે **જયદ્રથ કૌરવો**ના પક્ષમાં જઇ ઉભો રહ્યો હતો. હસ્તિનાપુરની પાસે આવેલા કુરૂક્ષેત્ર એટલે હાલના **પાણિપત**ના મેદાનમાં **પાંડવો** તથા **કૌરવો** વચ્ચે જબરી લડાઇ થઇ હતી. એ લડાઇને **મહાભારત**ની લડાઇ કહે છે. અઢાર દિવસ સુધી તેમાં મારામારી ચાલી હતી અને બન્ને તરફના ઘણા યોદ્ધાઓ મરાયા હતા. રાજા **જયદ્રથ** પણ એ લડાઇમાં મરાયો હતો. જે પુસ્તકમાં એ લડાઈનું વર્ણન લખેલું છે તે પુસ્તકને પણ **મહાભારત** કહે છે.

મહાભારત પછીનો **સિંધ**નો કેટલોક ઈતિહાસ મળી આવતો નથી.

**ઇરાની લોકોની ચઢાઈ:**—આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પહેલાં ઈરાન દેશમાં **ડરાયસ** ( દારા ) નામે બાદશાહ રાજ્ય કરતો હતો. તેણે સમુદ્ર માર્ગે **સિંધુ** નદીના મુખ આગળ થઇને **સિંધ**માં જઇ શકાય કે નહિ તે જોવા માટે એક લશ્કર મોકલ્યું હતું. તે લશ્કરે સિંધુ નદીના કાંઠા ઉપરનો કેટલોક પ્રદેશ જીતી લીધો હતો. ઇ. સ. પૂર્વે ૫૧૫.

**સિંધમાં સિકંદર :**—ઈરાનીઓ પછી **સિંધ** ઉપર **ગ્રીક** લોકો ચડી આવ્યા હતા. મહાન્ **સિકંદર ગ્રીસ** દેશમાં આવેલા મેસિડોનીઆ અથવા **મકદુનિઆ** પ્રાંતનો બાદશાહ હતો. તેની ઇચ્છા આખી દુનિઆના રાજા થવાની હતી. તેણે ઘણા દેશો જીતી લીધા

પછી **હિન્દુસ્તાન** ઉપર તે મોટું લશ્કર લઇ ચડી આવ્યો હતો. **સિંધની** ઉત્તરે જે **પંજાબ** નામે પ્રાંત છે, તેનો **પોરસ** નામે હિન્દુ રાજા એ **સિકંદરની** સામે થયો હતો. **સિકંદરની** પાસે ઘણું કેળવાએલું લશ્કર હતું; તેથી બહુ બહાદૂરી બતાવવા છતાં **પોરસ** હાર્યો અને કેદ પકડાયો; પણ લડવામાં **પોરસની** હોંશિયારીથી **સિકંદરે** ખુશી થઇ તેને **પંજાબનું** રાજ્ય પાછું આપ્યું. ત્યાર પછી જળમાર્ગે થઇને પોતાના દેશ તરફ જવા સારૂ **પંજાબમાંથી** વહાણો લઇ **સિંધુ** નદીમાં તે હંકારતો હંકારતો **સિંધમાં** આવી પહોચ્યો.

**સિંધમાં** તે વખતે ચાર રાજ્યો હતાં (૧) ઉત્તરમાં **શિકારપુરનું** (૨) મધ્યમાં **સેવણનું** (૩) દક્ષિણમાં **સિંધુના** મુખ આગળ પટાળી લોકોનું અને (૪) પશ્ચિમમાં **બરોહી** ટેકરીનું· આ રાજ્યોએ **સિકંદરને** જોઇએ તેવું માન આપ્યું નહિ, તેથી તેણે લડાઇ કરીને એક પછી એક બધાં રાજ્યો જીતી લીધાં અને **સેવણમાં** કિલ્લો બંધાવી, ત્યાં પોતાનો એક સુબો નીમી તે પગ રસ્તે **અફગાનિસ્તાન** ઇરાન વગેરે દેશોમાં થઇને **ગ્રીસ** જવા નીકળ્યો; પણ ત્યાં પહોંચતાં પહેલા તે **બાબીલન** શહેરમાં મરણ પામ્યો. ઈ. સ. પૂર્વે ૩૨૮.

**મોર્ય રાજાઓનો અમલઃ**—**સિંધમાં** જે વખતે **સિકંદર** આવ્યો હતો, તે વખતે **મગધ** દેશમાં **મૌર્યવંશનો ચંદ્રગુપ્ત** રાજા રાજ્ય કરતો હતો. **મગધને** હાલ **બિહાર** કહે છે. એની રાજધાની **પટણા** શહેરની પાસે **પાટલીપુત્રમાં** હતી. **સિકંદરના** ગયા પછી **ચંદ્રગુપ્તે** તેના મૂકેલા સુબાઓ હાંકી કાઢયા; તેણે સિંધ લીધું અને આખા દેશમાં **મૌર્યની** આણ વર્તાવી. એ વંશમાં **ચંદ્રગુપ્ત** પછી તેનો પૌત્ર **અશોક** બહુ પરાક્રમી થયો હતો. એણે પોતાનો **બૌદ્ધધર્મ સિંધમાં** દાખલ કર્યો હતો.

**સિંધમાં મિનેન્ડરઃ**—**સિકંદરના** પછી વાયવ્ય કોણમાં આવેલા **બાકટ્રિઆ**—જેની રાજધાની **બલ્ખ** છે, તેનો **મિનેન્ડર** નામનો રાજા **સિંધ** ઉપર ચડી આવ્યો હતો. **બૌદ્ધ** લોકો તેને **મિલિન્દ** નામથી બોલાવતા હતા.

**સિંધમાં શક લોકો**:—ત્યારપછી ઈ. સ. ના પહેલા સૈકામાં **શક લોકોએ સિંધમાં** આવી રાજ્ય સ્થાપ્યું હતું. તેઓ પોતાને ક્ષત્રિય કહેવડાવતા હતા. લગભગ ત્રણસો વર્ષ સુધી તેમણે **સિંધમાં** રાજ્ય કર્યા પછી ઈ. સ. ૧૨૬ માં **અંધ્ર** વંશના રાજાએ **સિંધ** પ્રાંત જીતી લીધો હતો.

**અંધ્ર** પછી તરતજ કુશાન જાતના લોકોનો અમલ થયો હતો અને તે પછી હુણ લોકો આવ્યા હતા; પણ તેમના સમયની વધારે હકીકત કંઈ મળી આવતી નથી.

## પ્રશ્નો.

વેદના સમયમાં સિંધુને કાંઠે કોણ આવી વસ્યા હતા? મહાભારતના સમયમાં સિંધમાં કોનું રાજ્ય હતું? સિકંદર વિષે શું જાણો છો? સિકંદર આવ્યો તે વખતે સિંધમાં કયાં કયાં રાજ્યો હતાં? સિંધમાં બૌદ્ધ ધર્મ ક્યારે થયો હતો? સિંધમાં બીજા ક્યા ક્યા પરદેશી લોકો ચડી આવ્યા હતા?

---

# વિભાગ ત્રીજો.

---

## રાવવંશ અને બ્રાહ્મણવંશ.

---

**રાવસાહસી**:—ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં પૂર્વ હિન્દુસ્તાનમાં જ્યારે મહાપરાક્રમી હર્ષવર્ધન રાજા રાજ્ય કરતો હતો, ત્યારે સિંધમાં **રાવવંશના** રાજાઓનો અમલ ચાલતો હતો. એ વંશમાં પાંચ રાજાઓ થયા હતા. પહેલો **રાવ દેવાજી** નામે હતો. તેની રાજધાની રોહરીની નજીક અલોરમાં હતી.

રાવવંશનો છેલ્લો રાજા **રાવ સાહસી બીજો** એ નામે હતો. તેણે પોતાનું રાજ્ય સારી રીતે ચલાવ્યું હતું. તે જાતે પોતાના મુલકમાં ફરી રૈયતનાં દુઃખ દૂર કરતો હતો. તેણે અનાજ ઉપરનો વેરો માફ કર્યો હતો; તેથી પ્રજાએ ખુશી થઇને પોતાને ખર્ચે અલોર,

ઉચ્ચ, સિસ્તાન, માઉ, માથેલો અને સોરી એ ૭ કિલ્લાઓ તેને બંધાવી આપ્યા હતા.

તે રાજા ઈ. સ. ૬૫૦ માં નિર્વંશ મરણ પામ્યો, તેથી તેની રાણી સુંહધીએ **ચચ્ચ** નામે ચતુર બ્રાહ્મણ પ્રધાન જોડે લગ્ન કરી તેને ગાદી અપાવી.

**ચચ્ચ :**—ચચ્ચ એક બ્રાહ્મણનો છોકરો હતો. તેનો બાપ ભીખ માગીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. **ચચ્ચમાં** નાનપણથી ઊંચા પ્રકારની બુદ્ધિ હતી. પ્રથમ તે રાજ્યના કારભારી **રામરાવની** પાસે નાની નોકરીમાં દાખલ થયો હતો. ત્યાંથી બુદ્ધિ બળે ચડતાં ચડતાં તે **રામરાવના** મરણ પછી રાજા **સાહસીનો** મુખ્ય પ્રધાન બન્યો હતો.

રાજાના મરણ પછી તે જ્યારે રાણી જોડે લગ્ન કરી ગાદીએ બેઠો, ત્યારે કેટલાક સરદારોને એ વાત ગમી નહિ. તેમણે **ચચ્ચને** ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા લડાઈ કરી પણ **જોધપુર** આગળ **ચચ્ચે** એ લોકોને સજ્જડ હરાવ્યા. ગાદીએ બેઠા પછી તેણે રાજ્યનો સારો બંદોબસ્ત કર્યો અને પ્રજાને પુષ્કળ સુખ આપ્યું. ૨૩ વર્ષ રાજ્ય કરી તે ઇ. સ. ૬૭૩ માં મરણ પામ્યો.

**ચંદ્ર અથવા ચંદાર :**—ચચ્ચ પછી તેનો ભાઈ **ચંદ્ર** ગાદી ઉપર બેઠો. તેણે **બૌદ્ધ** ધર્મ પાળ્યો હતો. એનાં વખતનાં **બૌદ્ધ** દેવાલયોનાં કેટલાંક ખંડેરો અત્યારે **સિંધમાં** જોવામાં આવે છે. તે સાત વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૬૮૦ માં મરણ પામ્યો.

**દાહર :**—**ચંદ્રની** પછી **ચચ્ચનો** દીકરો **દાહર** ગાદીએ બેઠો. ચચ્ચ બ્રાહ્મણ હોવાથી એ વંશ **બ્રાહ્મણ** વંશ કહેવાતો. **દાહર** એનો છેલ્લો રાજા હતો. એના ઉપર મુસલમાનો ચઢી આવ્યા હતા.

**મુસલમાની ધર્મ :**—**સિંધમાં** જે વખતે **રાવ** વંશનું રાજ્ય હતું, તે વખતે **અરબસ્તાનમાં હજરત મહમદ પેગંબર** સાહેબે મુસલમાની ધર્મ સ્થાપ્યો હતો. તેમના શિષ્યો તે ધર્મનો ફેલાવો કરવા માટે ઘણી મહેનત કરી રહ્યા હતા. પેગંબર સાહેબ પછી જેઓ

ગાદી ઉપર બેઠા, તેઓ ખલીફા કહેવાયા. તેમની ગાદી બગદાદમાં હતી. દાહરના સમયમાં બગદાદની ગાદી ઉપર ખલીફ હજાજ હતો.

**ચઢાઈનું કારણ**:—બગદાદના ખલીફાને લંકાના રાજાએ કેટલાંક વહાણો ભેટ મોકલાવ્યાં હતાં; તે અરબી સમુદ્રને રસ્તે સિંધના કિનારા આગળ થઇને જતાં હતાં; ત્યાં રસ્તામાં દેવળબંદર આગળ કેટલાક લુંટારા (ચાંચીઆ) લોકોએ તે વહાણો લુંટી લીધાં.

ખલીફાને એ વાતની ખબર પડી, ત્યારે તેણે દાહર રાજા પાસે ખુલાસો માગ્યો. દાહરે કહ્યું કે:—"આ કામ જે લુંટારાઓએ કર્યું છે તે બહુ બળવાન હોવાથી અમારાથી વશ થાય એમ નથી."

તેનો આ જવાબ સાચો હતો; પણ ખલીફાએ તેને ઉડાઉ ગણી પોતાના સરદાર મહમદબીનકાસીમને ૬૦૦૦ ઘોડેસ્વાર, ૩૦૦૦ પાયદળ, અને ૬૦૦૦ સાંઢણીસ્વાર સાથે ઘણો દારૂગોળો આપી સિંધ ઉપર મોકલ્યો. તે મકરાણને રસ્તે થઇને આવ્યો ને દેવળબંદર જીતી લીધું. આગળ વધતાં નીરનકોટ, (હૈદ્રાબાદ) જીતોર, રાવર, બ્રાહ્મણાબાદ વગેરે કિલ્લાઓ જીતી લઇ તે અલોર ઉપર ચડ્યો.

દાહર રાજા પોતાનું લશ્કર લઇ મુસલમાનોની સાથે થયો. હિન્દુઓમાં પોતાના ધર્મનું ને દેશનું રક્ષણ કરવાનો જુસ્સો જેમ અધિક હતો, તેમ મુસલમાનોમાં ઈસ્લામી ધર્મ ફેલાવવાનો અને નવા દેશો તાબે કરવાનો જુસ્સો બળવાન હતો. બન્ને લશ્કર ઉત્સાહના આવી લડવા લાગ્યાં. હિન્દુઓના સખત હુમલાને લીધે મુસલમાનો હાર ઉપર આવી ગયા; પણ એકાએક ઓચિંતો મામલો ફરી ગયો. મહાબગરાજ નામના દાહરના ખંડીઆ રાજાએ દગો દીધો. તેણે દાહરના હાથીની અંબાડીમાં ઝેર મેળવેલું બાણ ફેંક્યું. તેથી અચાનક અગ્નિ સળગી ઉઠ્યો. હાથી રણમાંથી નાઠો અને તળાવમાં જઇ પડ્યો. દાહર હાથી ઉપરથી કૂદી ઘોડા ઉપર બેસી લડવા લાગ્યો; પણ હિન્દુ લશ્કરના દેખવામાં તે નહિ આવવાથી તેને મરેલો માની સૌ પોતાનો જીવ બચાવવા નાસવા લાગ્યા. દુશ્મનોને નાસતા જોઇ મુસ-

લમાનો તેમની પાછળ પડયા. દાહરનું હવે આવી બન્યું. તે લડતાં લડતાં મરાયો. મહમદબીનકાસમે પછી અલોરનો કિલ્લો તાબે કર્યો અને મુલતાન સુધીનો મુલક મેળવ્યો.

સિંધ, પંજાબ વગેરેમાંથી જે નાણું મળ્યું, તેમાંનો કેટલોક ભાગ તેણે બગદાદ મોકલ્યો અને બાકીનો ભાગ મસ્જિદો બંધાવવામાં વાપર્યો સિંધ દેશમાં તેથી જ અત્યારે જ્યાં જુઓ ત્યાં મસ્જિદો વધારે જણાય છે.

દાહરના મરણ પછી તેનો પુત્ર જયસિંહ નાસી ગયો. કાસિમે દાહરની બે કન્યાઓ બગદાદના ખલિફાને ભેટ મોકલી. આ કન્યાઓએ ખલિફાને આડુંઅવળું સમજાવી કાસિમનો નાશ કરાવ્યો; એટલે તેની જગ્યાએ બગદાદથી બીજો સુબો આવ્યો. અને સિંધમાં એ રીતે આરબ લોકોનો અમલ ચાલુ રહ્યો.

### પ્રશ્નો.

રાજવંશના છેલ્લા રાજાની વાત કહો? બ્રાહ્મણવંશ એવું નામ શાથી પડયું? બ્રાહ્મણવંશના પહેલા રાજા વિષે શું જાણો છો? હજરત મહંમદ પેગંબર સાહેબ કોણ હતા? સિંધમાં મુસલમાનો શાથી આવ્યા અને તેમણે શું કર્યું?

---

## વિભાગ ચોથો.

---

## સિંધમાં આરબોનો અમલ અને અંત.

---

આરબ લોકો બહુ હિંમતવાળા અને ધર્મનું અભિમાન ધરાવનારા હતા. તેમણે સિંધ પ્રાંત પોતાને તાબે લીધા પછી ઉત્તરમાં પંજાબ સુધી અને પૂર્વમાં નર્મદાના કાંઠા સુધી સવારીઓ કરી પોતાની આણ વર્તાવી હતી. ઇ. સ. ૭૧૨ થી ૧૦૨૫ સુધી આર-

ઓનો અમલ સિંધ ઉપર હતો. તેમના એ ત્રણુસો વર્ષના અમલમાં સિંધની હાલત નીચે પ્રમાણે હતી.

**રૈયતની હાલત**:—સિંધમાં મુસલમાનો આવ્યા પછી તેમણે પોતાના ધર્મનો ફેલાવો કરવા માટે હિન્દુઓ ઉપર જુલમ કર્યો હતો. તેમણે હિન્દુઓનાં દેવળો તોડી નાંખી તે ઠેકાણે મસીદો બંધાવી હતી. ધર્મનાં સ્થળોને રાજ્ય તરફથી મળતી જાગીરો બંધ કરી હતી. હિન્દુઓને બળાત્કારથી વટલાવ્યા હતા ને મુસલમાન બનાવ્યા હતા. જેઓ મુસલમાન થવા નારાજ હતા, તેમને મારી નાખ્યા હતા અને તેમનાં બાળકો તથા સ્ત્રીઓને કેદ કરી દુઃખ દીધું હતું. હિન્દુઓને માટે એવો હુકમ હતો કે કોઇ પણ મુસલમાન મુસાફરને ત્રણ દિવસ સુધી પોતાને ઘેર મહેમાન તરીકે રાખવો. હિન્દુઓની કેટલીક કોમોને તો સારાં લુગડાં પહેરવાની, વાહન ઉપર બેસવાની તથા જોડા પહેરવાની પણ બંધી હતી.

**ઉમરનો ઇસ્તેહાર**:—ખલીફા ઉમરબીન અબદુલ્લ અઝીઝે એવું જાહેર કર્યું હતું કે જે કોઈ હિન્દુ મુસલમાન થશે, તેને મુસલમાનના જેટલું જ માન આપવામાં આવશે; આથી ઘણા હિન્દુઓ મુસલમાન બન્યા હતા.

**ન્યાય અને ધર્મ**:–બગદાદના ખલિફા તરફથી સિંધમાં અમલ કરવા જે હાકેમો આવતા તેમની મરજી એ જ શરૂઆતમાં કાયદો ગણાતો; પણ પાછળથી ન્યાય કરવા માટે મુસલમાન કાજીઓ રાખ્યા હતા. એ કાજીઓ હિન્દુ–મુસલમાન વચ્ચે પક્ષપાત રાખતા; આથી ઘણા હિન્દુઓ લાભ મેળવવાની લાલચે પોતાનો ધર્મ છોડી મુસલમાન થયા હતા.

**સિંધની પેદાશ**:–સિંધની પેદાશના એ વખતે ત્રણ રસ્તા હતા. (૧) માથા વેરો, (૨) જમીનવેરો અને (૩) બંદરની જકાત.

માથા વેરાનું બીજું નામ જજીયા વેરો હતું અને તે હિન્દુઓ પાસેથી જ લેવામાં આવતો. ખલીફા ઉમર પહેલાના વખતમા એ

વેરો લેવાની રીત એવી હતી કે દર વર્ષે પૈસાદાર માણસ દીઠ ૪૮ ડ્રામ, સાધારણ સ્થિતિના માણસદીઠ ૨૪ ડ્રામ, અને મજુર વર્ગ પાસેથી ૧૨ ડ્રામ લેવામાં આવતા. સ્ત્રીઓ, બાળકો તથા અશક્ત માણસોને માટે એ કર માફ હતો.

ખલિફા ઉમર બીજાના વખતમાં દરેક હિન્દુને પોતાની પેદાશમાંથી ખર્ચ જતાં બાકી વધે તે બધું જજીયાવેરા તરીકે આપી દેવું પડતું.

જત લોકોને સુબાની સલામે જવું હોય ત્યારે સાથે એક કુતરો ભેટ આપવા લઈ જવો પડતોઃ આ રીતે રૈયત ઉપર બીજા નાના નાના કરો પણ ઘણા હતા.

**વેપારની હાલતઃ**-સિંધનો વેપાર એ સમયે અફગાનીસ્તાન, ઇરાન તથા તુર્કસ્તાન જોડે જમીન માર્ગે અને દરિયા માર્ગે ચાલતો. અરબસ્તાનમાંથી ઘોડા આવતા, ઇરાનમાંથી મોતી આવતાં અને મલબાર તરફથી મજબુત લાકડાં આવતાં; પણ રાજ્યના કરનો બોજો અધિક હોવાથી વેપારની હાલત સારી નહોતી.

સિંધના રક્ષણ માટે આ દેશના સિંધીઓ તથા મકરાણીઓનું લસ્કર રાખવામાં આવતું. લશ્કરના સરદારોને જાગીરો બક્ષીસ મળતી, અને સીપાઈઓને લુંટમાં ભાગ મળતો. ઇ. સ. ૭૨૪ માં જુનેદ નામના આરબ સરદારે ભરૂચ લુંટયું હતું.

બગદાદની ગાદી ઉપર ખલિફા હારૂન અલ રસીદના અમલમાં તેના તરફથી શેખ તુરાબઅલી સિંધનો હાકેમ થઇ આવ્યો હતો. તે ઘણો બહાદુર હતો. તેણે સિંધનું રાજ્ય બહુ વધાર્યું હતું. ઇ. સ. ૭૮૭માં તે મરણ પામ્યો હતો. તેની કબર ઠઠ્ઠાથી નૈઋત્યમા આઠેક માઇલ દૂર આવેલી છે.

**અંતઃ**-સિંધમાં એ સમયે જે સુબાઓ વધારે નાણું મેળવી આપતા, તે બગદાદના ખલિફાને વધારે પ્રિય થઈ પડતાઃ આથી

સુબાઓ પોતાની સુબાગીરી ટકાવી રાખવા સારૂ પ્રજા ઉપર જુલમ કરી નાણાં કઢાવતા અને રાજ્યની ઉપજ વધારતા. તેમણે રાજ્યનાં ખર્ચ કમી કરવા માંડયાં, એટલે લશ્કર ઘટવા લાગ્યું અને તેમની સત્તા નબળી પડવા માંડી.

**કરમેશીઆ અથવા કુરેશ**:–સુબાઓની નબળાઇનો લાભ કરમેશીઆ લોકો કે જેઓ હિન્દુ ધર્મથી ભ્રષ્ટ થએલા મુસલમાનો હતા, તેમણે લીધો; પણ માત્ર ૩૯ વર્ષ જ તેમણે સિંધ ઉપર સત્તા ચલાવી હતી; કારણ કે સિંધની પાડોશમાં આવેલા અફગાનીસ્તાનના સુલતાન મહમદ ગીઝનીએ તરત સિંધ પ્રાંત જીતી લીધો હતો. ઈ. સ. ૧૦૨૪માં તેણે પોતાના સરદાર અબદુલ રજાકને સિંધ ઉપર મોકલી સેવણ અને ઠઠ્ઠા સુધીનો મુલક પોતાને કબજે કરાવ્યો હતો: આથી સિંધ ગીઝનીના સુલતાનની સત્તા નીચે ગયું હતું; પરંતુ તેની સત્તા પણ લાંબો સમય ટકી નહોતી; કારણ કે મહમદ ગાઝનીના મરણ પછી તેની ગાદીએ બેઠેલા સુલતાનો મોજશોખમાં પડવાથી સિંધ ઉપર કોઈએ ધ્યાન આપ્યું નહોતું.

એ સમયે સિંધના સુમરા લોકો અબનસુમાર નામના સરદારને આગળ કરી સિંધના ધણી થયા.

### પ્રશ્નો.

આરબોના અમલમાં રૈયતની હાલત કેવી હતી? ઉમરનો ઇસ્તેહાર શો હતો? આરબોની ન્યાય આપવાની રીત કેવી હતી? આરબોનો અંત શાથી આવ્યો? સિંધ ગીઝનીના તાબામાં શી રીતે ગયું? સુમરાઓ સિંધના ધણી શી રીતે થયા?

---

## વિભાગ પાંચમો

---

## સિંધમાં સુમરાઓ

---

સુમરાઓ અસલ હિન્દુ હતા, પણ સિંધમાં મુસલમાનો આવ્યા પછી તેઓ મુસલમાનો થયા હતા. તેમણે લગભગ ત્રણસો વર્ષ સુધી

સિંધમાં અમલ ચલાવ્યો હતો. તેઓમાં દોદો અને ખરીફ બહાદુર રાજાઓ થયા હતા; તેમણે બલોચ, અને સોઢા જાડેજાને વશ કર્યાં હતા.

**ગુજરાતના રાજાની ચઢાઈ:**—ગુજરાતના સોલંકી રાજા પહેલા ભીમદેવે સિંધ ઉપર સવારી કરી અહીંના રાજા હમ્મુકને હરાવી કેદ કર્યો હતો; પણ હમ્મુકે તેની તાબેદારી કબુલ કરવાથી સિંધનું રાજ્ય તેને પાછું સોંપ્યું હતું.

## હમીર સુમરો પહેલો.

હમ્મુક પછી હમીર સુમરો પહેલો સિંધની ગાદીએ આવ્યો હતો. તેની રાજધાની નગરસમૈ એટલે હાલના ઠઠ્ઠામાં હતી. તે રાજા બહુ બળવાન, પણ આળસુ ને મોજીલો હતો.

**કેસર મકવાણો:**—કચ્છમાં કીર્તિ-કિરંતગઢમાં વિહિઆસ મકવાણો નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો. તે જ્યારે મરવા પડયો, ત્યારે તેનો જીવ અકળાતો જોઇ તેના નાના કુંવર કેસરે પૂછ્યું:— "પિતાજી! તમારો જીવ કેમ ગભરાય છે?—" તેણે જવાબ વાળ્યો કે—"સિંધમાં મારો એક દુશ્મન હમીર સુમરો છે. તેની પાસે પુષ્કળ સારા ઘોડાઓ તથા ઘણાં ઉત્તમ ઊંટ છે. તેની સાથે લડવાની મારી ઇચ્છા હું પુરી કરી શકયો નથી. તેથી મારો જીવ જતો નથી. જો તમારામાંથી કોઈ તેના સુંદર દૂધમલિયા વછેરા-ઘોડા ૧૨૫ લાવીને મારા તેરમાને દિવસે ભાટ ચારણોને આપે તો મારો જીવ સુખે જાય." આ વખતે તેના ભાઈ, ભત્રિજા સવ પાસે બેઠા હતા; પણ કોઈની હિંમત ચાલી નહિ; ત્યારે કેસર કે જે સહુ કરતાં નાનો હતો તેણે બાપની ઈચ્છા પૂરી કરવાનું વચન આપ્યું; એટલે તે વૃદ્ધ વિહિઆસે શાંતિમાં પ્રાણ છોડયો.

બાપની મરણક્રિયા પૂરી થઈ એટલે તરત કેસરે ભાયાતોને મદદ માટે બોલાવ્યા, પણ હમીર જેવા બળવાન રાજા સામે વેર બાંધવા માટે કોણ તૈયાર થાય? આખરે કેસર એકલો હિંમત રાખી સિંધ તરફ ચાલ્યો. તેણે હાથમાં સવા મણનો લોઢાનો ભાલો અને ધનુષ્યબાણ ધર્યાં

હતાં. તેણે એકદમ હમીરના શહેરમાં આવી ૧૨૫ ઘોડા હરી જઇને ભાટચારણોને વહેંચી આપ્યા.

હમીર હવે કચ્છ ઉપર ચઢી આવશે એમ કેસરે ધાર્યું; પણ જ્યારે તે ન આવ્યો, ત્યારે કેસર બીજી વાર સિંધમાં આવી હમીરની ૭૦૦ સાંઢો મેની નદીને કાંઠે ચરતી હતી તે હાંકી ગયો. હમીરને બે વાર કેસરે છંછેડયો; પણ તેની આળસ ઉડી નહિ, એટલે કેસર ત્રીજી વાર સિંધમાં આવી ૧૨૫ સુમરીઓને ઉપાડી ગયો અને તેમાંથી પોતાને માટે ચાર સુમરીઓ રાખી બાકીની પોતાના ભાયાતોને એક એક પત્ની તરીકે વહેંચી આપી.

હવે હમીરની આંખ ઉઘડી. તેણે એ સ્ત્રીઓ પાછી મેળવવા પોતાના પ્રધાનને મોકલી કેસરને કહેવરાવ્યું કે "એ સુમરીઓ તો હમીરની દીકરીઓ અને સ્ત્રીઓ છે માટે તેમને સાસરવાસા કરી પાછી મોકલો." ત્યારે કેસરે એ વાતને ઉડાવી દઇ જવાબ મોકલ્યો કે "એ તો હવે અમારી પત્નીઓ થઇ ગઇ છે, માટે અમારાથી તે પાછી આપી શકાશે નહિ."

હમીરને એ જવાબથી ગુસ્સો ચઢયો. તેણે દૂત મોકલી કેસરને કહાવ્યું કે તારી સાથે લડવાની મારે ઇચ્છા છે; પણ તારો દેશ ખારાપાટમાં ભેજવાળો મુલક છે. તેથી મારી સેનાને ખાવાનું કયાંથી મળે?" કેસરે કહેવરાવ્યું કે—"તેની સંભાળ હું રાખીશ. તમારી સેના માટે ૧૦૦૦ વીઘા ઘઉં વવરાવું છું."

હમીર એ જવાબથી આશ્ચર્ય પામ્યો અને એક વરસ પછી જબરૂં લશ્કર લઇ કચ્છમાં ગયો. રજપૂતોને અને સુમરાઓને લડાઇ થઈ. કેસર ઘણું પરાક્રમ બતાવી રણમા પડયો. તેના ભાઇ, ભત્રીજા તથા કુંવરોનો નાશ થયો. સુમરી સ્ત્રીઓ તેમના રજપૂત ધણીઓ સાથે બળી મરી. માત્ર કેસરનો કુંવર હરપાળ ત્યાંથી નાસીને પોતાના મસીઆઇ ભાઈ ગુજરાતના રાજા કરણને આશ્રયે ગયો.

કેસરને માર્યો પછી હમીર ગર્વથી વધારે મોજશોખમાં પડી ગયો.

**જુનાગઢનો રાજા રા' નવઘણઃ**—દ્વારકાનું યાદવ રાજ્ય તૂટયા પછી તેમાંના નાસી છૂટેલા યાદવોએ વંથળી, ધુમલી અને

કચ્છમાં જે નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં તે સિંધની સાથે સંબંધ રાખતાં હતાં. હાલના કચ્છનો કેટલોક ભાગ એ વખતે સિંધમાં ગણાતો હતો. નગર સમૈ અથવા નગરઠઠ્ઠા એની રાજધાની હતી. અહીંનો યાદવ રાજા વંથળીના બાલારામ ચાવડાની બેનને પરણ્યો હતો અને તેનાથી તેને ચૂડચંદ્ર નામે કુંવર થયો હતો. આ ચૂડચંદ્રને મોસાળમાં વંથળીની ગાદી મળી હતી. તેના વંશના રજપૂતો કાઠીઆ-વાડમાં ચુડાસમા કહેવાયા. પછી વંથળીની ગાદી જ્યારે જુનાગઢમાં આવી, ત્યારે એ ચુડાસમા રા' કહેવાવા લાગ્યા.

સિંધમાં હમીર સુમરો રાજ્ય કરતો હતો તે વખતે કાઠીઆવાડમાં જુનાગઢમાં રા'નવઘણનું રાજ્ય હતું. આ નવઘણ નાનપણમાં આલીદર બોડીદર ગામના આહીર દેવાતને ઘેર ઉછર્યો હતો અને તેથી દેવાતની દીકરી જાસલને તેણે બેન કહી હતી.

એક વખત કાઠીઆવાડમાં મોટો દુકાળ પડયો. અનાજ અને ઘાસ વિના માણસો તથા જનાવરો મરવા લાગ્યાં. જાસલનો પતિ પાયમાલ થઇ ગયો. છેવટે દુઃખથી કંટાળી બીજા આહીરોની સાથે તે ધણીધણીઆણી સિંધમાં આવ્યાં અને ઝુંપડાં બાંધી પોતાનાં ઢોર ચરાવવા લાગ્યાં.

એક વખત શિકારે નીકળેલો હમીર સુમરો આ ઝુંપડાઓ પાસે આવી પહોંચ્યો. તેણે જાસલનું રૂપ જોયું. અને એને પોતાની રાણી બનાવવા વિચાર કર્યો. તરતજ સુમરા સિપાઇઓએ આહીરોનાં ઝુંપડાં ઘેરી લીધાં. સૌ ગભરાઈ ગયાં; પણ જાસલે એક યુક્તિ રચી. તેણે હમીરને કહાવ્યું કે ' હું તમારી રાણી થઇશ; પણ મારે છ મહિનાનું વ્રત છે."

હમીરે એ મીઠા જવાબથી ભોળવાઇને છ મહિનાની મુદત આપી, એટલે જાસલે પોતાના ધણીને છૂપી રીતે કાગળ લખી આપી રા' નવઘણ પાસે મોકલ્યો. નવઘણ જાસલને બચાવવા મોટું લશ્કર લઈ સિંધ ઉપર ચડી આવ્યો અને હમીર સુમરાને હરાવી પોતે બેન કહેલીને દુઃખમાંથી છોડાવી ગયો.

# ઘોઘો અને ચનેસર


શાહબુદ્દીન

હમીર સુમરા પછી થોડાં વરસ અંધેર ચાલ્યું. શાહબુદ્દીન ઘોરીએ એ અરસામાં ચડાઇ કરી હતી. ભુંગર સુમરો થયો. તેને બે રાણીઓ હતી. જૂની રાણીથી ઘોઘો (ધવધવ) અને નવી રાણીથી ચનેસર ( ચક્રેશ્વર ) એવા બે છોકરાઓ એને થયા હતા. ચનેસર મોટો હતો અને ઘોઘો નાનો હતો. ઇ. સ. ૧૨૯૬ માં ભુંગર સુમરો મરી ગયો તે પછી એ બે ભાઇઓ વચ્ચે રાજ્યગાદીને માટે વેર થયું. મોટાનો હક ડૂબાવી નાનો ભાઇ ગાદી ઉપર બેઠો, તેથી મોટો ચનેસર દિલ્હીના મુસલમાન પાદશાહ અલ્લાઉદ્દીન ખૂનીને સિંધ ઉપર ચડાઇ કરવા તેડી લાવ્યો.

અલ્લાઉદ્દીન પોતાના કાકા જલાલુદ્દીનનું ખૂન કરી દિલ્હીની ગાદીએ બેઠો હતો, માટે એને 'ખૂની' કહેવામાં આવે છે. તે લશ્કર લઇ સિંધ તરફ આવે છે, એવા સમાચાર સાંભળી, ઘોઘાને ચિંતા થવા લાગી. તેણે તત્કાળ કચ્છના જામ અબડાઅબડાણીની મદદ માગી અને પોતાની બેનને તેની સાથે પરણાવવાનું કહેણ મોકલ્યું.


અલ્લાઉદ્દીન

અબડોઅબડાણી કચ્છના એક ભાગ વડસરનો રાજા હતો. તે સત્યવાદી, પરાક્રમી અને વીર પુરુષ હતો. કચ્છની પ્રજા તેને દેવ-પુરુષ ગણતી હતી. તે ઘોઘાની બેનને પરણ્યો અને પછી સુમરાઓના પક્ષમાં રહી અલ્લાઉદ્દીનની સામે લશ્કર લઇ લડ્યો; પણ મુસલમાનોની જબરી ફોજ આગળ તે ટકી શક્યો નહિ. અલ્લાઉદ્દીને તેને તથા ઘોઘાને લડાઇમાં મારી નાખ્યા અને પાછળથી ચનેસરનો પણ નાશ કર્યો ઇ. સ. ૧૩૦૦

**સુમરાઓનો અંત**:–લડાઇમાં ઘણા સુમરાઓ કપાઇ ગયા. જેઓ બચ્યા તેમને અલ્લાઉદ્દીને મુસલમાન બનાવ્યા અને પછી આ રીતે વટલાઇ ગએલા સુમરાઓમાંના એક સુમરાને સિંધનો હાકેમ બનાવી પાદશાહ દિલ્હી ચાલ્યો ગયો.

અલ્લાઉદ્દીનના ગયા પછી થોડાં વરસોમાં સુમરાઓ પાછા સ્વ-તંત્ર થયા; પણ તેમણે રૈયત ઉપર બહુ જુલમ કરવા માંડ્યો. **હમીર બીજાના** વખતમાં અંધેર ચાલવા માંડ્યું. નિર્દોષ માણસો અન્યાયના ભોગ થઇ પડવા લાગ્યા, ખેતી ને વેપાર પાયમાલ થવા માંડ્યાં. સરદારોએ બંડ–બખેડા ઉઠાવ્યા. રૈયતની ફરિયાદનો કોઇ સાચો ન્યાય કરનાર રહ્યું નહિ. તેથી છેવટે સમા ( જાડેજા ) જાતના રજપૂતોએ સુમરાઓનો નાશ કરી ઈ. સ. ૧૩૫૨ માં પોતાના રાજા જામ ઉન્નડને સિંધમાં ગાદીએ બેસાડ્યો.

## પ્રશ્નો.

ગુજરાતના કયા રાજાએ સિંધ ઉપર ચડાઇ કરી હતી? કેસર મકવાણાની વાત બોલો? શાં'નવઘણને અને હમીર સુમરાને શા માટે લડાઇ થઇ? અલ્લાઉદ્દીનને સિંધમાં કોણ તેડી લાવ્યું? કચ્છનો કયો રાજા મુસલમાનોની સામે થયો અને શા માટે? સુમરાઓનો અંત ક્યારે, કોણે અને કેવી રીતે આણ્યો?



# વિભાગ છઠ્ઠો.

## સિંધમાં સમાઓ.

સમા લોકો સિંધમાં ચચ્ચના સમયથી હતા. સામભા નામનો રજપૂત સરદાર કાસિમ આવ્યો ત્યારે દેવળબંદરનો હાકેમ હતો. સુમરાઓ નબળા પડયા પછી સમાઓ જોરપર આવ્યા.

**જામ ઉન્નડ:**—સમાઓએ ઉન્નડને પોતાનો રાજા ઠરાવ્યા પછી તેણે સિંધમાં પોતાની સત્તા વધારવા માંડી. સેવણનો કિલ્લો હાથ કરી ત્યાંના સરદારને નસાડી મૂકયો. એણે રૈયતને સુખ આપવા માંડયું. દેશમાંથી અંધાધુંધી ટાળી અને પછી લશ્કરી બળ વધારી તે સોરઠ ઉપર ચડયો. સોરઠમાં વંથળીનું અને ઘુમલીનું એવાં બે મોટાં રાજ્યો હતાં.

ઘુમલીમાં ભાણ જેઠવો રાજ્ય કરતો હતો. તેના ભાણેજ રાખાયત અને સોનકંસારીની વાર્તા ભાટચારણો આજ પણ બહુ રસથી કહી બતાવે છે. ઘુમલી ઉપર ઉન્નડ ચડયો ત્યારે ભાણ નાસી ગયો. જેઠવા લશ્કર હાર્યું અને ઉન્નડે ઘુમલીનો નાશ કર્યો.

બીજે વર્ષે જામે વંથળી ઉપર ચડાઇ કરી અને ત્યાંના રા' મહીપાળના પુત્રને હરાવી સોરઠમાં સમાઓની આણ વર્તાવી.

જામ ઉન્નડ પછી જામ જોનાહ થયો. તેણે બખ્ખર શહેર જીતી ત્યાંના સુબાને હાંકી કાઢયો. તે પછી જામ તમાચી અને તેની પછી જામ બાબુનીઆ થયો.

**દિલ્હીના પાદશાહની** ચડાઇ:—એ વખતે દિલ્હીની ગાદીએ તઘલખ વંશનો ફીરોજુદ્દીન પાદશાહ હતો. તે સમાઓનું વધતું જતું બળ જોઈ ઈ. સ. ૧૩૬૧ માં સિંધ ઉપર ચડી આવ્યો. જામે કિલ્લો

બંધ કરી બચાવની પુષ્કળ તૈયારી કરી; પણ છેવટે જીતની આશા ન જણાયાથી તેમને પાદશાહની તાબેદારી કબુલ કરવી પડી.


તૈમુર

ઇ. સ. ૧૩૯૧ માં સમાઓ મુસલમાન થયા અને ઇ. સ. ૧૩૯૮ માં તૈમુરની હિન્દ ઉપરની સ્વારી પછી તેઓ વધારે સ્વતંત્ર થયા. તેમણે બીજા પ્રાંતોના મુસલમાન પાદશાહો સાથે લગ્ન સંબંધો કરવા માંડયા. ગુજરાતનો સુલતાન મહમદબેગડો સિંધના જામની દીકરી બીબી મુદરલીને પરણ્યો હતો. એ બેગડાએ ઈ. સ. ૧૪૭૧, ઇ. સ. ૧૪૭૨ અને ઇ. સ. ૧૫૦૬ માં સિંધ ઉપર સ્વારીઓ કરી હતી.

**સિંધના સોઢાઓઃ**—આ વખતે થરપારકરમાં સોઢાઓની સત્તા હતી. પરમાર જાતના રજપૂતોનો જે એક વેલો સિંધમાં આવેલો તેનો મૂળ પુરૂષ સોઢાજી હતો. તે ઉપરથી તેઓ સોઢા કહેવાતા હતા. ઇ. સ. ૧૪૧૮ માં પારકર તાલુકામાં દુકાળ પડયો, ત્યારે રાજા રતનજી પરમારના ચાર દીકરા પૈકી લખધીરજી અને મુંજોજી પોતાની માતા જોમબાઇને લઈ કાઠિઆવાડમાં ગયાં હતાં અને ત્યાં પાંચાળમાં તેમણે મૂળી ગામ વસાવ્યું હતું. મુસલમાનોની બીકથી કેટલાક સોઢાઓ કચ્છમાં ને હાલારમાં જતા રહ્યા હતા. મહંમદ બેગડાએ ઘણા સોઢાઓને મુસલમાન બનાવ્યા હતા.

સમાવંશમાં બધા મળીને સત્તર રાજાઓ થઈ ગયા છે, તેમાં જામ સંજાર વિદ્યાનો શોખીન અને ધર્મિષ્ઠ રાજા હતો. તેનો પુત્ર નિજામુદ્દીન ઉર્ફે જામ નંધો પણ તેના બાપના જેવો ધર્મ ઉપર પ્રીતિવાળો ને ભલો હતો. તેણે બદમાસ માણસોને વશ કર્યા હતા. એના વખતમાં કંદહારથી શાહબેગ અર્ગુન ચડી આવ્યો હતો; પણ સિંધ જીતી શકયો નહોતો. નંધાએ લાંબા વખત સુધી રાજ્ય કર્યું હતું.

**જામ ફેરોઝ**:—જામ નંધા પછી જામ ફેરોઝ ગાદીએ આવ્યો. તે બાળક હતો તેથી એના વખતમાં સરદારો જુલ્મી થઇ ગયા હતા. તેને ગાયનનો—સંગીતનો શોખ હતો. એના વખતમાં કેટલાક મોગલો આવીને નોકરીમાં રહ્યા હતા; તેથી ઠઠ્ઠાના જે ભાગમાં તે રહ્યા હતા તેને આજ પણ મોગલપાડા કહે છે.

ફેરોઝ સમાવંશનો છેલ્લો રાજા હતો. તેના વખતમાં શાહબેગ અર્ગુને સિંધ ઉપર બીજી સ્વારી કરી તેમાં જામ હાર્યો. શાહબેગે ઠઠ્ઠા શહેર લુંટયું ને ઘણો માલ કબજે કર્યો. પછી બન્ને વચ્ચે સલાહ થઈ. તેમાં લક્કીથી ઉત્તરનો ભાગ શાહબેગને આપવાનું ઠર્યું.

**ટલ્ટીની લડાઈ**:—આ સલાહ ફેરોઝના સરદારોને પસંદ પડી નહિ. તેમણે પોતાનું લશ્કર જમાવી શાહબેગ અર્ગુનને હાંકી કાઢવા ચડાઈ કરી. ઈ. સ. ૧૫૨૧ માં સેવણની પાસે ટલ્ટી આગળ લડાઇ થઇ. તેમાં સમાઓ હાર્યા. જામ કચ્છ તરફ નાસી ગયો અને સિંધમાં અર્ગુનવંશની ગાદી થઇ.

**પ્રશ્નો**:—

જામ ઉન્નડે કોના કોના ઉપર સ્વારીઓ કરી હતી? સમાઓના વખતમાં દિલ્હીનો કયો પાદશાહ ચડી આવ્યો હતો? સમાઓ કયારે મુસલમાન થયા? સિંધના સોઢાઓ વિષે શું જાણો છો? જામ નિંધાને કોની સાથે લડાઇ થઈ હતી? સમાવંશના છેલ્લા રાજાની વાત કહો. ટલ્ટીની લડાઇ વિષે શું જાણો છો? સમાઓ પછી સિંધમાં કોનું રાજ્ય થયું?

---

# વિભાગ સાતમો.

## અર્ગુન અને તરખાનવંશ

**શાહબેગ અર્ગુનઃ**—એ ખોરાસાન પ્રાંતનો સુબો હતો. તેને ત્યાંના મોગલ પાદશાહ બાબરે નસાડી મૂકયો હતો, તેથી તે સિંધમાં આવી ધીમે ધીમે લશ્કર જમાવી બળવાન થયો હતો. તેણે જામ ફેરોઝના હાથમાંથી ઠઠ્ઠા લીધા પછી બખ્ખર અને અલોરના કિલ્લાઓ જીતી લીધા. તે લડાઇમાં શૂરો અને હિંમતવાળો હતો. તેણે પોતાના ધર્મનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું, એને વિદ્યાનો પણ સારો શોખ હતો. તે ઇ. સ. ૧૫૨૨ માં મરણ પામ્યો.

**શાહહુસેનઃ**—શાહબેગના મરણ પછી તેનો છોકરો મીરઝાં શાહહુસેન સિંધમાં ગાદીએ બેઠો. તેના વખતમાં જામ ફેરોઝે કચ્છમાંથી લશ્કર લાવી ગાદી મેળવવાની ફરી એકવાર મહેનત કરી; પણ તેમાં હાર્યો અને ગુજરાત તરફ નાસી જઇ ત્યાંજ રખડી રવડીને મુઓ.



બાબર

શાહહુસેને આજુબાજુનો કેટલોક મુલક વધાર્યો. અને દિલ્હીના બાબર બાદશાહ સાથે કોલકરાર કર્યા.

**બાબરઃ**—શાહબેગ અર્ગુનને ખોરાસાનમાંથી હાંકી કાઢનાર બાબર તૈમુરથી છઠ્ઠો પુરુષ હતો. તેના દેશના ઉસબેગ લોકોએ બળવો કરવાથી તેને

અફગાનીસ્તાનમાં નાસી આવી કાબુલમાં રાજ્ય સ્થાપવું પડયું હતું. ધીમે ધીમે તેણે પોતાનું બળ વધાર્યું અને ઈ. સ. ૧૫૨૬ માં હિન્દુસ્તાન ઉપર ચઢી આવી પાણીપતના મેદાનમાં ઈબ્રાહીમ લોદીને હરાવી દિલ્હીમાં મોગલવંશની ગાદી સ્થાપી.

**હુમાયુ:**—આ બાબરની પછી તેનો છોકરો હુમાયુ થયો. તેને સૂરવંશના શેરશાહે ઇ. સ. ૧૫૪૦ માં એક લડાઇમાં હરાવી હાંકી કાઢયો, તેથી તેને ત્રણ વરસ સિંધમાં રહેવું પડયું. તે દરમિયાન તેની રાણી હમીદા બેગમને ઈ. સ. ૧૫૪૨ માં ઉમરકોટમાં અકબર નામે પુત્ર અવતર્યો. હુમાયુએ સિંધ જીતી લેવા માટે એક બે વાર મહેનત કરી; પણ મીરઝાં શાહહુસેને તેને ફાવવા દીધો નહિ.

શાહહુસેન ૩૨ વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૫૨૪ માં મરણ પામ્યો.

**તરખાનવંશ:**—શાહહુસેનને પુત્ર ન હોવાથી તેનું રાજ્ય સરદારોએ વહેંચી લીધું. ઉત્તર સિંધમાં સુલતાન **મહમદ** બખ્ખરમાં ગાદી સ્થાપી બેઠો અને દક્ષિણ સિંધમાં મિરઝાંઇશા ઠઠ્ઠામાં ગાદીએ બેઠો. **મીર**ઝાં ઈશાના વડિલો મૂળ તુર્ક હોવાથી તે **તરખાનવંશ** કહેવાય છે. તેની કબર ઠઠ્ઠાની પશ્ચિમે મકલી ટેકરી ઉપર ઘણી સુંદર જોવાલાયક છે.

**મીર**ઝાં ઇશા પછી તેનો છોકરો **મીર**ઝાં **મહમદબાકી** ગાદીએ બેઠો. તેને બળવાખોર લોકો જોડે વારંવાર લડાઇટંટા ચાલતા, તેથી રૈયત ત્રાસ પામી ગઈ હતી. આથી કાયર થઇ **મહમદબાકી** ઇ. સ. ૧૫૭૧ માં જાતે આપઘાત કરી મરી ગયો.

તેના મરણ પછી તેનો છોકરો **મીર**ઝા જાનીબેગ ગાદીએ બેઠો.

આ વખતે બખ્ખરનો સુલતાન મહમદ ત્રણ વરસ રાજ્ય કરી મરી ગયો હતો અને તેની દીકરી દિલ્હીના અકબર પાદશાહ જોડે પરણાવેલી હોવાથી એ ઉત્તરસિંધનો મુલક અકબરના તાબામાં આવ્યો


અકબર

હતો. જાનીબેગે એ મુલક પોતાને કબજે લેવા માટે લડાઇઓ આરંભી. ત્રણ ચાર નાની લડાઇઓમાં તે જીત્યો; પણ પછી તેને હારવું પડયું.

**ઉનડપુરનું યુદ્ધ :**—અકબર તરફથી સરદાર ખાનખાનાન જબરૂં લશ્કર લઇ સિંધ ઉપર આવ્યો. ઇ. સ. ૧૫૯૦માં ઉનડપુર આગળ મોટું યુદ્ધ થયું. તેમાં જાનીબેગ હાર્યો; પણ પાદશાહ પાસે ખાનખાનાને તેની બહાદૂરીનાં વખાણુ કરવાથી તેને સિંધની સુબાગીરી પાછી સોંપી.

હવે સિંધના સુબાઓ મોગલ શહેનશાહતની નીચે આવ્યા. ઈ. સ. ૧૫૯૦ થી ઈ. સ. ૧૭૩૯ સુધીના લાંબા સમયમાં ઘણા સુબાઓ થઇ ગયા.

મીરઝાં જાનીબેગ પછી જે હાકેમો થયા તેમના વખતમાં સિંધમા અંધેર ચાલ્યું ; તેથી શાહજહાં બાદશાહે તેમની વંશપરંપરાની હાકેમીનો હક છીનવી લઈ દિલ્હીથી સુબાઓ નીમવાનું શરૂ કર્યું.

## પ્રશ્નો.

શાહબેગ અર્ગુન કયાંનો સુબો હતો ? તેને પોતાના દેશમાથી કોણે હાંકી કાઢયો હતો ? બાબરની વાત બોલો ? દિલ્હીનો કયો બાદશાહ સિંધમાં આવી રહ્યો હતો ? અકબરનો જન્મ કયાં અને કઇ સાલમાં થયો હતો ? અર્ગુન વંશનો અંત શી રીતે આવ્યો ? સિંધમાં તરખાન વંશ શાથી થયો ? મિરઝાં ઈશા કયાંનો હાકેમ હતો ? તેના વંશનો અંત કેવી રીતે આવ્યો ? ઉનડપુરના યુદ્ધની વાત કહો. સિંધના સુબાઓને મોગલ શહેનશાહતમાં શું નુકસાન થયું ?

---

# વિભાગ આઠમો.

## દાઉદપોત્રા અને કલહોરા.

મહંમદપેગંબર સાહેબના વંશમાં દાઉદખાનના વંશથી થએલા દાઉદપોત્રા કહેવાતા. તેઓ પહાડોમાં ને જંગલોમાં રહેતા. તેમનામાંના કેટલાક ખેતી કરતા અને કેટલાક લડાઇનો ધંધો ચલાવતા. તેમને એકજ જગ્યાએ રહેવાનું પસંદ નહોતું. ખાનપુર, તરાઈ અને સક્કરની આસપાસમાં તેમનું રહેઠાણ હતું. સક્કરની આસપાસમાં રહેનારી ટોળીવાળા દાઉદપોત્રાને મહારન જાતીના લોકો સાથે ઇ. સ. ૧૬૦૩ માં લડાઈ થઇ હતી. મહારન જાતીનો શેરખાન નામનો મોટો સરદાર હતો. તેનું રહેવાનું ઠેકાણું લક્કી શહેર હતું. લક્કી શહેર બલુચી લોકો પાસેથી મહારન જાતીના લોકોએ જીતી લીધું હતું. ધીમે ધીમે સિંધમાં દાઉદપોત્રા બળવાન થયા. તેમણે શિકારપુર, એટલે શિકાર કરવાનું સ્થળ એ નામનું શહેર વસાવ્યું.

**કલહોરા** :—સિંધમાં કલહોરા લોકો પણ ઘણા જુના વખતથી રહેતા હતા. પેગંબર સાહેબના કાકા હજરત અબ્બાસથી પોતાની ઉત્પત્તિ છે, એમ તેઓ કહેતા હતા. તેમનામાં ઈ. સ. ૧૪૫૦ માં **આદમશાહ** નામે એક કલહોરો ધર્મગુરુ તરીકે પ્રખ્યાત થયો. તેણે પોતાના શિષ્યો પાસેથી પુષ્કળ પૈસા અને જાગીરો મેળવી. તેનું વધી પડેલું બળ સિંધના સત્તાધારીઓથી સહન થઈ શકયું નહિ. તેમણે આદમશાહને કેદ પકડી તેનો ખજાનો લુંટી લીધો અને પાછળથી તેને ઠાર માર્યો. એની કબર સક્કરની નજીક છે.

**યારમહંમદ કલહોરો** :—આદમશાહને મારી નાખ્યા પછી તેના શિષ્યો ઉપર સિંધના હાકેમોએ ઘણો જુલમ ગુજાર્યો; તોપણ તેમણે નાઉમેદ ન થતાં ધીરજ અને વીરતાથી પોતાનું બળ વધાર્યા કર્યું. છેવટે ઇ. સ. ૧૬૫૮ માં તેમણે મોગલો સામે થવા જેટલી

તૈયારી કરી. લુંટફાટ અને લડાઇઓથી સારી જાગીરો મેળવી; અને ઇ. સ. ૧૭૦૦ માં **યારમહમદ** કલ્હોરાએ **ટાલપુરાની** મદદથી **શિકારપુર** શહેર લીધું. તેમજ **કઠીઆરા, લાડકાણા** અને **શીખી**નાં પરગણાં હાથ કર્યા. એ સમયે દિલ્હીની ગાદીએ **ઔરંગઝેબ** પાદશાહ હતો, તેણે યારમહમદની બહાદુરી જોઇ તેને ખુદાયારખાનનો ઇલ્કાબ અને એક જાગીર આપી ઇ. સ. ૧૭૧૧.

**નુરમહમદ કલહોરો**:—યારમહમદ પછી તેનો દીકરો નુરમહમદ દિલ્હીના બાદશાહ મહમદશાહની મહેરબાની મેળવી ઇ. સ. ૧૭૩૬ માં સિંધનો કાયમી સુબો થઈ આવ્યો. તે બુદ્ધિશાળી અને હોંશિયાર હતો. તેણે **નિહાર** પરગણું અને **સેવાન**ની આસપાસનો મુલક દાઉદપોત્રાઓ પાસેથી લઈ લીધો અને મુલતાનથી ઠઠ્ઠા સુધી પોતાના રાજ્યની હદ વધારી.



નાદિરશાહ

**નાદિરશાહની ચડાઈ**:-
ઈ. સ. ૧૭૩૯ ના ઇરાનના નાદીરશાહે દિલ્હી શહેર ઉપર ચઢાઇ કરી તે લઈ લીધું, તેથી સિંધદેશ નાદીરશાહની સત્તા નીચે ગયો. નુરમહંમદે એ સત્તા કબુલ કરી નહિ, તેથી નાદીરશાહે કંદહાર તરફ જતાં સિંધ ઉપર ચડાઈ કરી, નુરમહંમદ ઉમરકોટ તરફ નાસી ગયો; પણ પાછળથી નાદીરશાહને શરણે જઇ ૨૦ લાખ રૂપીઆ ખંડણી આપવાનું કબુલ કરી તે સિંધનો અધિકારી થયો.

**મીર શાહેદાદ**:-એ વખતે બલુચિસ્તાનમાંથી પોતાના કાકા

સાથે અણબનાવ થવાને લીધે **મીરશાહેદાદ** નામનો એક સરદાર સિંધમાં આવ્યો હતો. પ્રથમ તે નુરમહમદ પાસે હલકી નોકરીમાં રહ્યો હતો; પણ પાછળથી પોતાની હોંશિયારી તથા બહાદુરીથી વધતાં વધતાં વજીરની પદવી સુધી ચડયો હતો. તેણે નુરમહમદને સારી મદદ કરી હતી. ઇ. સ. ૧૭૪૪ માં તે મરી ગયો. પછી તેની જગા તેના પુત્ર **મીરબહેરામને** મળી.

**અહમદશાહ દુરાનીની સિંધ ઉપર ચડાઇઃ**—નાદીરશાહના મરણ પછી સિંધ દેશ કંદહારના બાદશાહ અહમદ દુરાનીના હાથમાં આવ્યો. ઈ. સ. ૧૭૪૮. નુરમહમદ કલહોરાએ એ તકનો લાભ લઇ ઠરાવેલી ખંડણી આપવાનું બંધ કર્યું; તેથી ઈ. સ. ૧૭૫૪ માં દુરાનીએ સિંધ ઉપર ચડાઇ કરી. નુરમહમદ જેસલમીર તરફ નાસી ગયો, ને ત્યાં ઈ. સ. ૧૭૫૪ માં મરણ પામ્યો.

**મહમદ મુરાદખાબખાનઃ**—નુરમહમદના મરણ પછી તેનો મોટો છોકરો મહમદ મુરાદખાબખાન પોતાના તરફથી દુરાનીની પાસે એક એલચી મોકલી, તેની મહેરબાની સંપાદન કરી સિંધનો અધિકારી થયો. તેણે **મુરાદાબાદ** શહેર વસાવ્યું. અને કકરાલાના જામહજાજને નાબે કરી કેટલોક મુલક મેળવ્યો; પણ તે બહુ જુલ્મી હોવાથી સરદારોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. અને ઈ. સ. ૧૭૫૭ માં નુરમહમદના નાના પુત્ર ગુલામશાહને ગાદી આપી.

**ગુલામશાહઃ**—નુરમહમદના વચેટ છોકરા અત્તરખાને ગાદી ઉપર બેસવાનો પોતાનો હક હોવાથી બંડ ઉઠાવ્યું; તેથી ગુલામશાહ થોડો વખત કચ્છના રણ તરફ નાસી ગયો. અને ત્યાંથી કંદહાર જઇ અહમદશાહ દુરાનીની પાસેથી સિંધની હાકેમીનો હક મેળવી પાછો આવ્યો. તેણે રાજ્યની લગામ હાથમાં લીધા પછી સિંધને આબાદ કર્યું કલહોરા વંશમાં તે સારો હાકેમ ગણાયો. તેણે પ્રજાની સુખ શાંતિમાં વધારો કર્યો. ઇ. સ. ૧૭૫૮ માં એણે અંગ્રેજ વેપારીઓને ઠઠ્ઠામાં વેપાર કરવાની પરવાનગી આપી. ઇ. સ. ૧૭૬૮

માં તેણે હૈદ્રાબાદનો કિલ્લો બંધાવ્યો ઇ. સ. ૧૭૭૧ માં તે મરણ પામ્યો.

**સર ફ્રરાજખાનઃ**—ગુલામશાહના મરણ પછી કાબુલના અધિકારીએ તેના પુત્ર સર ફ્રરાજખાનને સિંધનો સુબેદાર નીમ્યો; પણ તેનામાં તેના બાપના જેવા સારા ગુણો નહોતા; તેથી તે બહુ વખત સુધી ગાદી ઉપર રહી શક્યો નહિ. રૈયત ઉપર જુલમ કરવાને લીધે તે સહુને અપ્રિય થઇ પડયો.

તેના વજીરનું નામ મીર **બહેરામ** હતું. તે શાણો અને સદ્‌ગુણી હતો. એણે સરફ્રરાજખાનને સારી રીતે રાજ્ય ચલાવવા શિખામણ આપી; પણ તેનું પરિણામ સારૂં આવ્યું નહિ. સરફ્રરાજખાને મીર **બહેરામ**ને તથા તેના પુત્ર મીર **સોબદાર**ને, રાજ્ય વિરૂદ્ધ ખટપટ કરવાનો આરોપ મૂકી મારી નંખાવ્યા. મીર **બહેરામ**નો બીજો દીકરો મીર **બીજર** એ વખતે **મક્કા** તરફ હજ કરવા ગયો હતો. એટલે **સરફ્રરાજખાન**ના કોપમાંથી બચી ગયો.

**સરફ્રરાજખાને** ઇ. સ. ૧૭૫૫ માં અંગ્રેજ વેપારીઓની સાથે દુશ્મનાવટ કરી અને ઠઠ્ઠામાં તેમની વેપારી કોઠી હતી, તે કાઢી નંખાવી.

તેના જુલમથી રૈયત કંટાળી ગઇ હતી. એને કોઇના ઉપર વિશ્વાસ ન્હોતો. આખરે પ્રજાએ એકસંપ કરી ઇ. સ. ૧૭૭૬ માં તેને ગાદી ઉપરથી ઉઠાડી કેદ કર્યો. અને તેના ભાઇ **મહમદખાનને** ગાદી ઉપર બેસાડયો. પણ તે નાલાયક નીવડવાથી **ટાલપુરોએ** **સાદકઅલ્લીને** સિંધની સત્તા આપી. સાદકઅલ્લી નિર્બળ મનનો હતો, તેથી તે પણ થોડા વખતમાં અધિકાર ભોગવવા લાયક ન જણાયો; એટલે ગુલામશાહના ભાઇ ગુલામ નબીએ સિંધની સત્તા પોતાના હાથમાં લીધી.

**ગુલામ નબીઃ**—ગાદીએ બેઠા પછી ગુલામ નબીખાનને બીક પેઠી કે **સરફ્રરાજખાને** મારી નાંખેલા વજીર બહેરામનો છોકરો મીર **બીજર મક્કા**થી આવીને ગાદીનો હક માગે તો પોતાની શી દશા

થાય ? આ બીકથી તેણે મસ્કતના આરબ સરદારને એક કાગળ લખી મોકલ્યો કે–' મીરબીજરને ત્યાં ઠાર મારી નાંખજો ' પણ એ મસ્કતના સરદારે એવું પાપી કામ કર્યું નહિ.

તે સરદારે ગુલામ નબીનો આવેલો કાગળ મીરબીજરને આપ્યો, એટલે મીર**બી**જરે ત્યાંથી આવી ટેકરીઓમાં ફરતી બલોચ લોકોની ટોળીઓને એકઠી કરી ગુલામ નબી ઉપર હુમલો કર્યો. તેમાં ગુલામ-નબી મરાયો અને મીર**બી**જર જીત્યો.

સિંધની સત્તા મીરબીજરના હાથમાં આવી; પણ તેણે ગાદીએ ન બેસતાં ઉદારતાથી ગુલામ નબીના ભાઈ અબ્દુલ નબીને સિંધની હાકેમી આપી અને પોતે તેનો વફાદાર નોકર થઇ રહ્યો.

**અબ્દુલ નબી**:—ગાદીએ બેઠા પછી અબ્દુલ નબીએ પોતાને ભવિષ્યમાં કોઇ હરકત ન કરે એવી ધારણાથી કેટલાંક ખૂનો કરાવ્યાં. તે ઘણો સ્વાર્થી અને નીચ હૃદયનો હતો. તેને લાગ્યું કે–ચાર વરસથી કેદખાનામાં પડેલો પોતાનો ભત્રિજો ભવિષ્યમાં ગાદીને નુકસાન કરશે, તેથી તેને મારી નંખાવ્યો અને તેના પક્ષનાં જે માણસો હતાં તેમનાં પણ ખૂનો કરાવ્યાં.

ઈ. સ. ૧૭૮૩ માં કંદહારના હાકેમે સિંધ ઉપર ચડાઇ કરી; પણ મીર **બી**જરની મદદથી તેને શિકારપુર આગળ અબ્દુલ નબીએ હરાવ્યો.

તે પછી તેણે ઉપકાર કરનાર તરફ અપકાર કરવાનો નીચ ધંધો આદર્યો. તે મીરબીજરનાં દરેક કામ શંકાની નજરે જોવા લાગ્યો. તેને ભય થયો કે મીર બીજર જેવો બળવાન વજીર કોઇક દહાડો પોતાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે; તેથી તેણે વિશ્વાસઘાતથી તેનું ખૂન કરાવ્યું અને તેના છોકરા મીર અબ્દુલ્લાને પણ દગાથી મારી નંખાવ્યો.

આમ ઉપકારનો બદલો અપકારથી વાળવા છતાં તેને સંતોષ થયો નહિ. તેણે રૈયત ઉપર ઘણો જુલમ કરવા માંડયો ; તેથી એ

જુલમથી કંટાળીને ટાલપુર ( મીર ) સરદારોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાની ખાનગી મસલત કરવા માંડી. અબ્દુલ નબીએ ધાર્યું કે પોતાને મારી નાંખશે, તેથી તે ખીલાત તરફ નાસી ગયો.

સિંધની સત્તા મીર અબ્દુલ્લાખાન અને મીર ફત્તેહખાન ટાલપુરના હાથમાં આવી, પણ કંદહાર જઇને અબ્દુલ નબીએ બાદશાહ પાસેથી સિંધની સત્તા પાછી મેળવી અને મીર અબ્દુલ્લાખાન તથ ફત્તેહખાનને વિશ્વાસ દેખાડી છેવટે મીરબીજરની પેઠે તેમનો પણ ઘાત કરાવ્યો: આવી રીતની તેની ક્રૂરતા, નિર્દયતા અને દુષ્ટત જોઇ બલુચી લોકોએ મીર બહેરામના પૌત્ર મીર ફત્તેહઅલીખાનની આગેવાની નીચે હૈદ્રાબાદ ઉપર ચડાઇ કરી. તેમાં અબ્દુલ નબી હારીને જોધપુર તરફ નાસી ગયો અને સિંધની સત્તા મીર ફત્તેહ અલીખાનના હાથમાં આવી.

સિંધમાં હવે પછી ટાલપુરો બળવાન થયા.

## પ્રશ્નો.

દાઉદપોત્રા નામ શાથી પડ્યું ? તે ક્યાં રહેતા હતા ? ને શો ધંધો ચલાવતા હતા ? તેમને કોની સાથે લડાઇ થઇ હતી ? શિકારપુર કોણે વસાવ્યું ? સિંધમાં કલહોરા લોકો ક્યાંથી આવેલા ? અહમદશાહ કલહોરાની વાત બોલો ? ઔરંગજેબ બાદશાહે કયા કલહોરાને શો ઇલ્કાબ આપ્યો હતો ? નુરમહમદ કલહોરાએ કયો કયો મુલક જીતી લીધો ? નાદિરશાહની ચડાઇની વાત લખો ? મીર શહેદાદ વિષે શું જાણો છો ? અહમદશાહ દુરાનીની સિંધ ઉપરની સ્વારીની વાત કહો ? કલહોર વંશમાં કયો સારો હાકેમ થયો ? અંગ્રેજોને સિંધમાં વેપાર કરવાની પરવાનગી ક્યારે મળી ? હૈદ્રાબાદનો કિલ્લો કોણે કઈ સાલમાં બંધાવ્યો ? સરફરાજખાને કયું દુષ્ટ કામ કર્યું ? અંગ્રેજોની કોઠી ઠઠ્ઠામાંથી કોણે કાઢી નાંખી ? ગુલામ નબી શાથી મરાયો ? અબ્દુલ નબીએ કોનાં ખૂન કરાવ્યાં ? સિંધની સત્તા મીરોના હાથમાં શી રીતે આવી ?

# વિભાગ નવમો.

## સિંધના ટાલપુરો.

ટાલપુરો અસલ બલુચિસ્તાનમાંથી આવેલા હતા. **શહેદાદ** ટાલપુરાની વાત આગળ આવી ગઈ છે. તેના વખત પછી સિંધમાં ટાલપુરાની સંખ્યા વધવા લાગી. ધીમે ધીમે તેઓ બળવાન થયા. ઇ. સ. ૧૭૮૧ માં સિંધની સત્તા અબ્દુલ નબીના હાથમાંથી ટાલપુર સરદારના હાથમાં આવી; એટલે ફત્તેહઅલીખાને કંદહાર જઇ ત્યાંના બાદશાહ જમાનશાહ પાસેથી સિંધનો અધિકાર ચલાવવાની પરવાનગી મેળવી.

**ફત્તેહઅલ્લીખાનઃ**—ફત્તેહઅલ્લીખાનની ઇચ્છા આખો સિંધ પ્રાંત પોતાના તાબામાં લેવાની હતી; પણ એટલામાં મીર સોહરાબખાને ખૈરપુર અને શિકારપુર તથા તેના છોકરા મીર ઠારેખાને મીરપુર–ખાસ અને શાહબંદર પોતાને કબજે લઇ કાબુલના તે વખતના બાદશાહ શાહ તૈમુરની પાસેથી તેનો અધિકાર ભોગવવાની પરવાનગી મેળવી. આથી હૈદ્રાબાદ, ખૈરપુર અને મીરપુર એ ત્રણ સ્થળોએ અનુક્રમે શહદાદપુરી, ખૈરપુરી અને મીરપુરી એવા ત્રણ ટાલપુર વંશની સત્તા સિંધમાં શરૂ થઇ.

ફત્તેહઅલ્લીખાને ટાલપુરોમાં અણબનાવ ન થાય એટલા માટે ત્રણ ભાઇઓની સંમતિથી રાજ્ય ચલાવવા માંડયું; આથી તેમને **મિત્રચોકડી** કહે છે. એ મિત્ર ચોકડી એટલે મીર ફત્તેહઅલ્લી અને તેના ત્રણ ભાઇઓ–ગુલામઅલ્લી, કરમઅલ્લી, અને મુરાદઅલ્લીઃ આ ચારે ભાઇઓમાં કદી ટંટોબખેડો થયો નહોતો. તેઓ એકમતથી અને એક સંપથી ચાલતા હતા; માટે તેમની આગળ દુશ્મનોનું બળ ફાવી શકતું નહોતું. એ ચોકડીમાં મોટા ભાઇને 'રૈસ' કહેતા.

એ વખતે કરાંચીમાં ખિલાતના અધિકારી તરફથી એક સુબો રહેતો હતો, તેની પાસેથી ઇ. સ. ૧૭૯૨ માં હૈદ્રાબાદના મીરોએ એ શહેર જીતી લીધું.

ઈ. સ. ૧૭૯૯ માં અંગ્રેજ વેપારીઓએ સિંધ સાથેના વેપારનો બંદોબસ્ત કરવા ટાલપુરોની પાસે મિ. **નેથનક્રોને** મોકલ્યો; પણ તેથી જોઇએ તેવો ફાયદો થયો નહિ. અંગ્રેજ વેપારીઓ કદી ઠઠ્ઠામાં, કદી **શાહબંદરમાં** કે કદી કરાંચીમાં રહેતા; પણ વખતો વખત તેમનું અપમાન થતું.

ઇ. સ. ૧૮૦૧ માં **જોધપુરના** રાજા પાસેથી મીર ફત્તેહઅલ્લીખાને ઉમરકોટ લીધું; પણ એટલામાં તે મરણ પામ્યો. તેણે મરતી વખતે એક મૃત્યુપત્ર–વીલ–કરી પોતાની સઘળી મીલ્કત ત્રણે ભાઇઓને વહેંચી દીધી અને કાબુલના અધિકારીને આપવાની ખંડણી પૈકી ૧.૩ લાખ રૂપીઆની વ્યવસ્થા પણ કરી; પરંતુ પોતાના છોકરાને કાંઇ આપ્યું નહિ.

**અંગ્રેજો સાથે તહનામું**:—મીર ફત્તેહઅલ્લીખાન પછી તેના ત્રણ ભાઈઓએ રાજ્ય ચલાવ્યું. ઇ. સ. ૧૮૦૯ માં અંગ્રેજો અને **મીરો** વચ્ચે તહનામું થયું. તેમાં એવી શરત કરી કે: "અંગ્રેજોની પરવાનગી સિવાય કોઇ ફ્રેંચ, અમેરિકન કે બીજા પરદેશીને સિંધમાં આવવા દેવો નહિ."

આ તહનામું થયા પછી બે વર્ષે મીર ગુલામઅલ્લીખાન શિકાર કરતાં મરણ પામ્યો.

ગુલામઅલ્લીખાન પછી કરમઅલ્લી અને મુરાદઅલ્લીએ રાજ્યકારભાર ચલાવ્યો. ઈ. સ. ૧૮૧૨ માં કચ્છના રાવ ઉપર મીરોએ સ્વારી કરવાની તૈયારી કરી; પણ કચ્છના રાવને અંગ્રેજો સાથેની શરત પ્રમાણે બ્રિટિશ લશ્કરની મદદ મળવાથી મીરોને સ્વારી બંધ કરવી પડી.

**બીજું તહનામું:**—ઇ. સ. ૧૮૨૦ માં મીરો અને અંગ્રેજો વચ્ચે સરહદને માટે તકરાર પડી. તેનો નિકાલ થતાં એવું ઠર્યું કે: "અંગ્રેજોએ પાંચ હજાર માણસનું લશ્કર સિંધના બંદોબસ્ત માટે આપવું."

ઇ. સ. ૧૮૩૦ માં સર અલેકઝાંડર **બર્ન્સ** સાહેબે ઘણાં સંકટો અને અપમાન સહન કરીને સિંધુ નદીમાં વહાણવટું કરવાની મીરો પાસેથી પરવાનગી મેળવી. આ પરવાનગી મળવાથી અંગ્રેજો સિંધુની આસપાસ વસનારા લોકોની હાલત જાણી શકયા.

**નવાં તહનામાં:**—મુરાદઅલીખાનના અમલમાં ઈ. સ. ૧૮૩૨ અને ઇ. સ. ૧૮૩૪ માં કર્નલ પાર્ટીજરે મીર લોકોની સાથે બે નવાં તહનામાં કર્યા; તેમાં એવો ઠરાવ થયો કે:—

૧—સિંધમાં કોઈ પણ અંગ્રેજ વેપારી એક ઠેકાણે કાયમને માટે રહી શકે નહિ.

૨—સિંધુ નદી તરફ અંગ્રેજો લશ્કરી સામાન કે વહાણ લાવી શકે નહિ.

આ તહનામાથી અંગ્રેજોને આખા સિંધમાં આવવા જવાની છૂટ મળી અને તેઓ ધમધોકાર વેપાર કરવા લાગ્યા. હૈદ્રાબાદના મીરો સાથે અંગ્રેજોને જે તહનામાં કે શરતો થતી તે મીરપુરના અને ખૈરપુરના મીરોને લાગુ પડતી. રાજ્યકારભારમાં હૈદ્રાબાદના મીરોનો મોભો મોટો હતો. અંગ્રેજો સાથે શરતો થયા પછી થોડી મુદતમાં **મીર મુરાદઅલીખાન** મરણ પામ્યો અને તેથી **મિત્રચોકડી**નો અંત આવ્યો.

**બીજી મિત્ર ચોકડી:**—મીર મુરાદ અલીખાનના મરણ પછી તેમના છોકરાઓની **બીજી મિત્ર ચોકડી** સિંધની સત્તા ભોગવવા લાગી. એ મિત્ર ચોકડીમાં મુરાદ અલીખાનના બે છોકરા: (૧) મીર **નુરમહંમદ** (૨) મીર **નસીરખાન**; તથા **ફત્તેહઅલીખાન**નો છોકરો (૩) **સોબદારખાન** અને **ગુલામ**અલીનો છોકરો (૪) મીર **મહંમદખાન**: એમ ચાર ભાઇઓ હતા. તેઓ પોતાના વડિલોને

પગલે રાજ્યકારભાર ચલાવતા હતા. તેમાં નુરમહમદ પોતાને 'રૈસ' કહેવડાવતો હતો.



રણજીતસિંહ

ઈ. સ. ૧૮૩૮ માં પંજાબના શીખ રાજા રણજીતસિંહ અને મીર નુરમહંમદની વચ્ચે કાંઈક કારણસર તકરાર પડી; તે અંગ્રેજોએ વચ્ચે પડીને પાર પાડી, તેથી હૈદ્રાબાદમાં એક અંગ્રેજ વકીલ રાખવાનું ઠર્યું.

**અંગ્રેજો સાથે અણબનાવ:**—આ વર્ષે અંગ્રેજ સરકાર, અફગાનીસ્તાનનો **શાહસુજા**, અને રણજીતસિંહ એ ત્રણ વચ્ચે સંપ રાખવાનું તહનામું થયું હતું. તે તહનામા મુજબ **શાહસુજાને** મદદ કરવા માટે સિંધમાં થઇને અફગાનીસ્તાન તરફ લશ્કર મોકલવાની અંગ્રેજોને જરૂર પડી; પણ મીરોએ ઈ. સ. ૧૮૩૨ ના ઠરાવ પ્રમાણે સિંધમાં થઇને લશ્કર લઈ જવાની ના પાડી. આ વખતે કલકત્તાના ગવર્નર જનરલ લોર્ડ આકલાંડે મીરોને લખ્યું કે:–" આવા જરૂરના પ્રસંગે ઇ. સ. ૧૮૩૨ નું તહનામું અમલમાં લાવવું ઠીક નથી; માટે જો અફગાનીસ્તાનમાં જતાં અંગ્રેજ લશ્કરને મીરો હરકત કરશે, તો તેમને ગાદી ઉપરથી દૂર કરવામાં આવશે."

પછી અંગ્રેજ સરદાર સરજોન્કિન્સ અફગાનીસ્તાનમાં જવા સારૂ સૈન્ય લઈ સિંધમાં આવ્યો. મીરોએ તેને જવા દીધો; પણ લશ્કરી સામાન તથા અન્નસામગ્રી લઇ જવાદેવામાં મીરોએ અંગ્રેજોને ખૂબ ત્રાસ આપ્યો.

**મનોરા લીધું:**—આ રીતે મીરો અને અંગ્રેજોમાં અણબનાવ થવાથી ઇ. સ. ૧૮૩૯ માં અંગ્રેજોએ સિંધમાં રાખવા માટે એક

મોટું લશ્કર મુંબાઈથી રવાના કર્યું. તે લશ્કર કરાંચી બંદરે ઉતરવા લાગ્યું, ત્યારે **મીરો**ના **બલુચી** સિપાઈઓએ તેને અટકાવ્યું; તેથી અંગ્રેજી લશ્કરે **મનોરાનો** કિલ્લો બલુચી લોકોના હાથમાંથી એકદમ જીતી લઈ ત્યાં લશ્કર ઉતાર્યું.

**સમાધાનની શરતોઃ**—પાછળથી મીરો અને અંગ્રેજો વચ્ચે સમાધાન થયું તેમાં એવું ઠર્યું કે (૧) મીરોએ કાબુલના રાજાને ખંડણી બદલ ૨૩ લાખ રૂપીઆ આપવા (૨) અંગ્રેજોનાં પાંચ હજાર માણસના લશ્કરને સિંધમાં રહેવા દેવું, અને (૩) **સિંધુ** નદીમાં ચાલતાં **અંગ્રેજોનાં** વેપારી વહાણો ઉપરથી મીરોએ પોતાનો કર માફ કરવો.

આ શરતોમાંની ખંડણીની બાબત સિવાય બાકીની બે બાબતો ખૈરપુરના મીરોએ કબુલ કરી **બખ્ખરનો** કિલ્લો અંગ્રેજોને આપ્યો, **મીર**પુરખાસના **શેરમહમદે** અર્ધો લાખ રૂપીઆ અંગ્રેજોને આપવા એવો ઠરાવ હતો.

ઈ. સ. ૧૮૪૧ માં સિંધ ઉપર દેખરેખ રાખવા માટે અંગ્રેજ સરકારે **મેજર ઑટ્રામને** મોકલ્યો. તે પછી થોડા વખતમાં **મીર નુરમહમદખાન** મરણ પામ્યો.

**સિંધમાં સર ચાર્લ્સનેપીયરઃ**—મીર **નુરમહમદ**ની પછી તેના બે છોકરાઓ (૧) મીર **શાહદાદ** અને (૨) **હુસેન અલીખાન** તથા નુરમહમદનો ભાઈ **નસીરખાન** સિંધનો રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. અંગ્રેજોનું ધ્યાન અફગાનો તરફ હતું, એ તકનો લાભ લઈ મીરોએ કાબુલના અધિકારીને આપવાની ખંડણી બંધ કરી તથા અંગ્રેજોનું અપમાન કર્યું; તેથી અંગ્રેજ સરકારે સર ચાર્લ્સનેપીયરને સૈન્ય સાથે સિંધમાં મોકલ્યો.

**અંગ્રેજોની માગણીઃ—સર ચાર્લ્સનેપીયરે** સિંધમાં આવ્યા પછી મીરો પાસે એક માગણી રજુ કરી.

૧:—કરાંચી, ઠઠ્ઠા, સખ્ખર, બખ્ખર અને રોહરી અંગ્રેજોને કાયમને માટે આપવાં.

૨:—અંગ્રેજો પાસેથી કોઈ પણ પ્રકારનો કર તથા જકાત લેવાં નહિ.

૩:—કેટલીક શરતોથી રોહરીથી સબઝલકોટ સુધીનો ખૈરપુર પરગણાનો મુલક ભાવલપુરના નવાબને આપવો.

આ તહનામા ઉપર સહી કરવા માટે મીરોના દરબારમાં **મેજર ઔટ્રામ** વકીલ હતો. તેણે **નેપીયર** સાહેબના લખેલા તહનામા ઉપર સહી કરાવવા તા. ૮ મી ફેબ્રુઆરી ૧૮૪૩ ના રોજ એક દરબાર ભર્યો અને તેમાં મીરોની સહીઓ લીધી. હૈદ્રાબાદના હાકેમે તેમાં સહી તો કરી; પણ એ વાતમાં તે ખુશી નહોતો. તેણે પાછળથી દગો કરી બલોચ લશ્કર વડે મેજર ઔટ્રામની છાવણી ઉપર હલ્લો કર્યો. મેજર ઔટ્રામની પાસે થોડું સૈન્ય હતું; છતાં તે પોતાનો બચાવ કરી વહાણમાં બેસી મટારી ગામમાં સર ચાર્લ્સનેપીયરને જઇ મળ્યો.

**મિયાનીની લડાઇ**:—સર ચાર્લ્સનેપીયરે એ સમાચાર જાણ્યા કે તરત જ તે મોટું લશ્કર લઈ આવ્યો અને તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૪૩ના રોજ હૈદ્રાબાદથી ત્રણ ગાઉ આવેલા **મીયાની** આગળ મીરો ઉપર તુટી પડયો. આ લડાઇમાં મીરોનું બાવીસ હજાર લશ્કર હતું, તેમાંનું પાંચ હજાર લશ્કર કપાઇ ગયું અને અંગ્રેજોનું ૨૮૦૦ માણુસોનું લશ્કર હતું, તેમાંથી ફક્ત ૨૮૭ માણુસો મરણ પામ્યાં. અંગ્રેજોની પાસે ૧૨ તોપો હતી. તે તોપોના મારા આગળ બલોચ લશ્કર ટકી શક્યું નહિ, ટાલપુરોની રાજધાની હૈદ્રાબાદ શહેર અંગ્રેજોના તાબામાં ગયું, મીર **નસીરખાને** હથિયાર નીચે મૂક્યાં અને તે કેદ પકડાયો.

**દબાની લડાઇ**:—આ વાતની ખબર મીરપુર ખાસના અધિકારી **મીર શેરમહમદખાનના** જાણુવામાં આવી. તે પોતાના ૨૦ હજાર બલુચી લોકોને લઇને અંગ્રેજોની સાથે લડાઈ કરવા આવ્યો. તા. ૨૪ મી માર્ચ ૧૮૪૩ ના રોજ દબા ગામ આગળ લડાઇ થઇ.

બન્ને પક્ષનાં માણસો ઘણી બહાદુરીથી લડયાં; પણ આખરે બલુચી લોકો હાર્યા. મીર શેરમહમદખાન નાસી ગયો અને અંગ્રેજોએ મીરપુર તથા ઉમરકોટના કિલ્લા લીધા.

આ રીતે હૈદ્રાબાદના અને મીરપુરના ટાલપુરા વંશની સત્તાનો અંત આવ્યો, તેમણે સિંધમાં ૫૭ વર્ષ રાજ્ય કર્યું.

**ખૈરપુરના ટાલપુરોનું રાજ્ય :**—સોહરાબખાનના બે પુત્રો —મીર **રુસ્તમખાને** અને મીર **અલીમુરાદખાને** ખૈરપુરનું રાજ્ય સ્થાપ્યું હતું, તેઓ સિંધની પૂર્વ સરહદનું રક્ષણ કરતા હતા. અને હમેશાં હૈદ્રાબાદના મીરોની સલાહ પ્રમાણે ચાલતા હતા. **રુસ્તમખાન** ઘણા સારા સ્વભાવનો, શાંત અને પ્રજાને પ્રિય હાકેમ હતો, જ્યારે **અલીમુરાદખાન** તેથી ઉલટા જ સ્વભાવનો હતો. આથી તેમની વચ્ચે અણબનાવ થયો.

જ્યારે **સર ચાર્લ્સ નેપિયર** મિયાની અને દબાની લડાઇમાંથી પરવાર્યો, ત્યારે તેની નજર ખૈરપુરના મીર રાજ્ય તરફ ગઇ, તેણે મીર **રુસ્તમખાનને** મળવાનો વિચાર કર્યો. રુસ્તમખાન લડાઇ કરવા ઇચ્છતો નહોતો. તેનો વિચાર અંગ્રેજો સાથે મિત્રાચારી બાંધવાનો હતો; પણ એ વાત તેના કપટી ભાઇ **મીર અલીમુરાદખાનને** પસંદ પડી નહિ; કારણ કે જો એમ બને તો ખટપટ કરીને પોતાને ગાદી પચાવી પાડવાની તક મળે નહિ. તેણે બન્ને વચ્ચે કારસ્તાન ચલાવવા માંડયાં, પોતાના ભાઈ રુસ્તમખાનને એમ સમજાવ્યું કે સર ચાર્લ્સ નેપિયર તમને મળવાને બહાને કેદ કરી લેવા ધારે છે, માટે મળવું ઠીક નથી.

અને બીજી તરફ સર ચાર્લ્સ નેપિયરને એવું કહ્યું કે મારો ભાઈ મીર રુસ્તમખાન તમારી સામે લડવા સારૂ તૈયારી કરે છે; આવી રીતે એક બીજાને જુદું જુદું અવળું સમજાવવાથી મીર રુસ્તમખાન અને સર ચાર્લ્સ નેપિયર મળી શકયા નહિ. તેનું પરિણામ એ થયું કે રુસ્તમખાન અંગ્રેજોની નજરમાં અપરાધી ઠર્યો.

એ અપરાધી ઠરેલાને વશ કરવા સારૂ સર ચાર્લ્સ નેપિયર મોટું સૈન્ય લઇ ખૈરપુર તરફ ઉપડયો. રૂસ્તમખાન એ વાત જાણી પોતાના થોડાં માણસો લઇ ઈમામગઢ તરફ નાસી ગયો. સર ચાર્લ્સ–નેપિયર તેની પાછળ ઈમામગઢ ગયો. રૂસ્તમખાન પકડાયો. અંગ્રેજ સરદારે તેને કેદ કર્યો અને તેની ગાદી **મીર** અલીમુરાદખાનને આપી.

**મીર અલીમુરાદખાન** :—એ ઘણો સાહસિક અને હિંમતવાળો હતો, તેને બંદુક ઘણી સારી રીતે ચલાવતાં આવડતી હતી, તે ધાર્યાં નિશાન તોડી શકતો હતો. તેની નિશાનબાજી માટે એવું કહેવાય છે કે તે માણસના માથા ઉપર લીંબુ મૂકાવીને તે લીંબુ બંદુકથી વીંધી નાખતો હતો. વળી સ્ત્રીઓના નાકની નથમાંથી બંદુકની ગોળી આબાદ રીતે પસાર પણ કરી શકતો હતો.

જેવો તે નિશાનબાજ હતો, તેવો જ કુસ્તીબાજ પણ હતો, એક વખત એક બલોચ સરદાર ઉપર ગુસ્સે થઇ તેનુ માથું ધડથી જુદું કરવાનું તેણે પોતાના એક નોકરને ફરમાન કર્યું. નોકર હુકમ ઉઠાવવા જતો હતો, એટલામાં તે સરદાર બોલી ઉઠયો: “તમે બીજા પાસે મને શિક્ષા કરાવો છો, તે કરતાં જો હિંમત હોય તો તમે પોતે હાથમાં તરવાર લઇને સામે આવી જાઓને!” આ શબ્દો સાંભળતાં **અલી**મુરાદખાન તરવાર તાણી બલોચ સરદાર સામે ધાયો. બન્ને હિંમતવાળા અને બહાદુરો હતા. તે સામસામે લડવા લાગ્યા; પણ એટલામાં ઓચિતો બલોચ સરદારનો પગ પોતાના લુગડામાં ભરાવાથી તે નીચે પડી ગયો; છતાં અલીમુરાદખાને તેના ઉપર ઘા કર્યો નહિ, તેણે શૂરવીરને છાજે એવાં વચનો કહ્યાં કે :—“બહાદૂર સરદાર! ઊઠ. હું હથિયાર વગરના શત્રુ ઉપર ઘા કરતો નથી; માટે લે તારી તરવાર! આપણે એક બીજાનો હિસાબ સમજી લઇએ.” આ પ્રમાણે કહ્યા પછી બન્ને જણા ફરી તરવારના દાવ રમવા લાગ્યા. આખરે **મીર અલીમૂરાદખાને** દાવ ચુકાવી બલોચ સરદાર ઉપર સજ્જડ ઘા કર્યો, તેથી તેનું માથુ કપાઇ ગયું અને જીવ ચાલ્યો ગયો.

**મહારાણી વિક્ટોરીઆ સાથે મેળાપ:**—હાલ ખૈરપુર રાજ્યની જે હદ છે, તેનાં કરતાં પહેલાં વધારે હતી. સક્કર, જેકોબાબાદ અને લાડકાણા સુધી એનો વિસ્તાર હતો; પણ અલીમુરાદખાનના પુત્ર **મહુમદઅલીખાને** એક ગોરા અમલદારનું અપમાન કરવાના કારણથી એ હદની બાબતમાં તકરાર ઉભી થઇ. આ તકરારનો ન્યાય મેળવવા માટે અલીમુરાદખાન ઈંગ્લાંડ ગયો અને ત્યાં એ વખતે રાજ્ય ચલાવતાં ભલાં મહારાણી શ્રી વિક્ટોરીઆને મળ્યો. મહારાણીએ તેને ન્યાય અપાવવાનું વચન આપ્યું અને તેના રાજ્યની હદ નક્કી કરાવી આપી કે જે હાલ અમલમાં છે.

મીર અલીમુરાદખાન જીંદગી પર્યંત અંગ્રેજોનો મિત્ર થઇ રહ્યા; તેથી ખૈરપુરના ટાલપુર વંશની સત્તામાં અંગ્રેજોએ હાથ ઘાલ્યો નહિ, તેના મરણ પછી તેનો નાનો છોકરો **ફૈઝમહુમદ** ગાદીએ બેઠો; તે ઘણો ભલો અને રૈયત ઉપર પ્રેમ રાખનારો હતો, તેનો મોટો ભાઇ **અહુમદઅલીખાન** એના બાપના જ અમલમાં મરી ગયો હતો; એટલે ફૈઝમહમદનો ગાદીનો હક અંગ્રેજોએ સ્વીકાર્યો હતો.

ફૈઝમહમદને **ઈમાંમબક્ષ** નામે એક અવિચારી છોકરો હતો, ફૈઝમહમદનો વિચાર એવો હતો કે પોતાની પાછળ ઇમામબક્ષને ગાદી ન મળતાં ઇમામબક્ષના દીકરા **અલીનવાજને** ગાદી મળે, એવી ગોઠવણ કરવી. અને તેને માટે તેણે સરકારમાં લખાણ પણ કર્યું હતું; પરન્તુ એ ગોઠવણ મંજુર થતાં અગાઉ ફૈઝમહમદ મરણ પામ્યો; એટલે ઇમામબક્ષ મુંબઇ જઇ ગવર્નરને મળ્યો અને ગાદીને માટે પોતાનો હક નક્કી કરાવ્યો. તેના મરણ પછી તેના પુત્ર **અલીનવાજ** ખૈરપુરની ગાદીએ બેઠા, જે હાલ સુધી ચાલુ છે.

હૈદ્રાબાદનો **મીર નસીરખાન** કેદ પકડાયો, તે પછી સર ચાર્લ્સ નેપિઅરે તેને મુંબઇ સરકાર પાસે મોકલ્યો હતો. ત્યાંથી તેને પુના લઈ જવામાં આવ્યો હતો અને ત્યાંથી ઇ. સ. ૧૮૪૪ માં તેને કલકત્તા મોકલ્યો હતો. કલકત્તામાં તે દશ વરસ નજરકેદ રહ્યો

હતા ! છેવટે ઈ. સ. ૧૮૫૪ માં તે વખતના હિન્દુસ્તાનના ગવર્નર જનરલ લૉર્ડ ડલહૌસીએ તેને સિંધમાં પાછા આવવાની પરવાનગી આપી હતી.


કંપનિ સરકારનો સિક્કો.

સિંધમાં મીરોનાં ત્રણ રાજ્યોમાંનાં બે રાજ્યો કંપનિ સરકારના હાથમાં ગયાં એટલે હાલ ખૈરપુરનું એક જ મીર રાજ્ય હયાત છે.

## પ્રશ્નો.

સિંધમાં ટાલપુરોના કેટલાં રાજ્ય થયાં ? તે દરેક રાજ્યના કોણ કોણ હાકેમ હતા ? મિત્ર ચોકડી એટલે શું ? પહેલી મિત્ર ચોકડીમાં કોણ કોણ હતા ? રૈસ એટલે શું ? ઇ. સ. ૧૮૦૯ માં મીરો અને અંગ્રેજો વચ્ચે થએલા તહનામાની શરતો લખો. બીજું તહનામું ક્યારે થયું ? અને તેમાં શી શરતો હતી ? સિંધુ નદીમાં વહાણવટું કરવાની પરવાનગી કોણે મેળવી ? અને ક્યારે મેળવી ? ઈ. સ. ૧૮૩૨–૩૪ માં થએલાં તહનામાં બોલો ? બીજી મિત્ર ચોકડીમાં કોણ કોણ હતા ? હૈદ્રાબાદમાં અંગ્રેજી વકીલ રાખવાનું શાથી ઠર્યું ? અંગ્રેજો સાથે મીરોને અણબનાવ થવાનું કારણ લખો ? એ અણબનાવની સમાધાની શી શી શરતોથી થઇ ? સિંધમાં મેજર ઔટ્રામ ક્યારે આવ્યો ? સિંધમાં સર ચાર્લ્સ નેપીઅરને આવવાનું શું કારણ ઉભું થયું ? નેપીઅરે મીરો પાસે શી માગણી રજુ કરી ? મિયાનીની લડાઈનું કારણ લખો ? દબાની લડાઇ વિષે શું જાણો છો ? ખૈરપુરનું રાજ્ય સ્વતંત્ર શાથી રહ્યું ? હૈદ્રાબાદના છેલ્લા હાકેમની હકીકત લખો. સિંધમાં ટાલપુર સત્તા કેટલાં વર્ષ રહી ?





નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા.



સર ચાર્લ્સ નેપીઅર ( સિંધના જીતનાર )
ઇ. સ. ૧૮૪૩.

# વિભાગ દશમો.

## સિંધમાં અંગ્રેજી અમલ.

**સિંધનો ગવર્નર:**—આગળ જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૮૪૩ માં અંગ્રેજોએ સિંધ જીતીને પોતાના રાજ્ય સાથે જોડી દીધા પછી એ વખતના કલકત્તાના ગવર્નર જનરલ લોર્ડ એલિનબરોએ સર-ચાર્લ્સ નેપીઅરને સિંધનો ગવર્નર ઠરાવ્યો. તેણે મીરોનાં બે રાજ્યો ખાલસા કરીને અને એક રાજ્ય સાથે મિત્રાચારી બાંધીને કંપની સરકારને નામે નવો અમલ શરૂ કરતાં પહેલાં નીચે પ્રમાણે જાહેરનામાં પ્રગટ કર્યાં.

૧—જે કોઇ માણસ અંગ્રેજ સરકાર સાથે લડવાને માટે તેયાર થશે તેને બધી રીતે નુકસાન થશે; માટે સહુ કોઈએ શાંતિ અને સરલતાથી સુખમાં રહેવું એવી સરકારની ઇચ્છા છે.
(તા. ૫, માર્ચ ૧૮૪૩)

૨—આજ સુધી સિંધમાં જે કરો મીરોને મળતા હતા, તે કરો હવે અંગ્રેજ સરકારને મળવા જોઇએ.
(તા. ૨૩ માર્ચ ૧૮૪૩)

૩—જે સરદારો અને જાગીરદારો અંગ્રેજ સરકારની સાથે નમ્ર-તાથી અને વફાદારીથી વર્તશે, તેમની સર્વ જાગીરો અને સર્વ હકો કાયમ રાખવામાં આવશે. (તા. ૨૦ મે ૧૮૪૩)

આ જાહેરનામા પ્રમાણે હૈદ્રાબાદમાં તા. ૨૪, મે ૧૮૪૪ ના રોજ એક દરબાર ભરવામાં આવ્યો હતો, તેમાં સિંધના સરદારો અને જાગીરદારો બ્રિટિશ સરકાર તરફ આદરભાવ દેખાડવા માટે હાજર રહ્યા હતા. તેમાં જેમના જે હકો હતા તે કાયમ રાખવામાં આવ્યા હતા.

સિંધની સત્તા નેપીઅર સાહેબે હાથમાં લીધા પછી પાંચ—છ મહિને કચ્છી ટેકરી ઉપર રહેનારા બલુચી લોકોએ અંગ્રેજ સરકારની

પાણ કબુલ કરી નહિ. તેમણે સિંધમાં લુંટફાટ કરીને રૈયતને બહુ ત્રાસ આપવા માંડયો, તેથી ખૈરપુરના મીર અલીમુરાદખાનની મદદથી નેપીઅર સાહેબે તેમના ઉપર હલ્લો કર્યો અને તે ટેકરી ઉપરના ત્રક્કી નામના કિલ્લામાં બજાખાન ડુમકી નામનો તેમનો સરદાર પોતાના પરિવાર સહિત રહેતો હતો, તેને કેદ કરી કિલ્લો અંગ્રેજોએ પોતાના તાબામાં લીધો.

રાજ્યકારભારની સગવડ માટે ગવર્નર સાહેબે સિંધના (૧) હૈદ્રાબાદ, (૨) શિકારપુર, (૩) કરાંચી. (૪) ખાનગઢ, (૫) અને ઉમરકોટ એ પાંચ જીલ્લાઓ નક્કી કરી, તેમાંના પહેલા ત્રણ જિલ્લાઓ ઉપર કલેકટરો અને બીજા બે જીલ્લાઓ ઉપર ડેપ્યુટી કમિશ્નરો નીમી તેમને રેવન્યુ, જ્યુડિશિયલ અને માજીસ્ટ્રેટના અધિકાર આપ્યા અને તેમના હાથ નીચે ડેપ્યુટી કલેકટરો, મામલતદારો વગેરેની નીમણુંક કરી સારી વ્યવસ્થા કરી.

સર ચાર્લ્સનેપીઅરને **કરાંચી** બંદર પસંદ પડવાથી હૈદ્રાબાદને બદલે કરાંચીને રાજધાનીનું શહેર ઠરાવવામાં આવ્યું. પહેલાં એ શહેર એક માછીમારનું ગામડું હતું. તેને કેટલાક લોકો ધડબો બંદર* કહેતા હતા.

* આ શહેરને માટે એક દંતકથા એવી ચાલે છે કે: હૈદ્રાબાદના મીરના બે જુવાન મીરજાદાઓ પાસે એક હજામે ગામના નગરશેઠ **નાઉમલ ભોજવાનીના** દીકરાની વહુના રૂપનાં વખાણ કર્યાં; તેથી તે મીરજાદાઓ સ્ત્રીને ઉપાડી લાવવા માટે રાત્રે નાઉમલ શેઠને ઘેર ગયા અને તોફાન મચાવ્યું. શેઠ દુકાને હતા; પણ તેમના ભાઈ જીવતરાયે ઘરના નોકરોની મદદથી મીરજાદાની સાથેનાં માણસોને મારી નાખી બન્ને ભાઇને ઘરમાં કેદ કરી દીધા અને તરત ૨૫ પવનવેગી સાંઢણીઓ ઉપર ઘરનું ઝવેરાત તેમજ કુટુંબકબીલો લઈ રાતોરાત **હૈદ્રાબાદ** છોડી ટાલપુરોના **ધડબોબંદરમાં** આવી પહોંચ્યા. બીજે દિવસે મીરજાદાઓની તપાસમાં નાઉમલશેઠને સજા થઇ; પણ થોડા વખતમાં શેઠ ત્યાંથી નાસી છૂટયા અને તેમણે અંગ્રેજ સરકારની પાસે રક્ષણ માગ્યું. મુંબાઇથી લશ્કરને મનોરા ઉતારવામાં આવ્યું અને તે અંગ્રેજોએ લીધા પછી નાઉમલશેઠ નિર્ભય બન્યા. ત્યાર પછી શહેરને

ઈ. સ. ૧૭૯૫ માં સિંધના ટાલપુરોએ 'કલાત' ના ખાન પાસેથી આ શહેર લડાઇ કરીને જીત્યું હતું. કંપની સરકારના આડતીઆ **નેથનક્રોએ** આ શહેરમાં પહેલો વાસ કર્યો હતો. સર ચાર્લ્સનેપીઅરની ઇચ્છા કરાંચી બંદરને ખીલવવાની હતી; પણ ચાર વરસ જેટલા ટુંકા વખતમાં; રાજ્ય કારભારની બરાબર વ્યવસ્થા કર્યા પછી ઈ. સ. ૧૮૪૭ માં તેને સિંધમાંથી બદલાઇ જવું પડયું; એટલે તેની ઇચ્છા એ વખતે તો પાર પડી નહિ; પણ પાછળથી આ શહેરની ખૂબ ખીલવણી થઇ છે. તે બે લાખની વસ્તીનું મોટું બંદર બન્યું છે, તેનો વેપાર હાલ સઘળા દેશો સાથે ચાલી રહ્યો છે.

ઈ. સ. ૧૮૪૭ માં હિન્દુસ્તાન સરકારના ઠરાવ પ્રમાણે સિંધ પ્રાંત મુંબઇ ઇલાકામાં જોડી દેવામાં આવ્યો તેથી સિંધ ઉપર કમિશ્નરોની નિમણુંક થવા લાગી. સિંધના પહેલા કમિશ્નર **પ્રીંગલ સાહેબ** થયા.

---

## સિંધની રાજ્યપદ્ધતિ અને સુધારા.

---

ઇ. સ. ૧૮૪૩ સુધી સિંધમાં બળીઆના બે ભાગ જેવું હતું. બગદાદનો ખલીફ, ઈરાનનો શાહ, કાબુલનો અમીર, દિલ્હીનો બાદશાહ એ સહુ પોતાના તરફથી સિંધમાં સુબેદારો નીમતા, અથવા પરવાના આપી સિંધનો રાજ્યકારભાર ચલાવરાવતા. સુબેદારો પાસેથી અથવા પરવાનાવાળા પાસેથી ઠરાવેલી રકમ અગર ખંડણી મુખ્ય સત્તાધારીને મળે; એટલે

---

સુધારવા માટે એક કલાત (ખિલાત) ની બલુચ બાઇના જગ્યા અંગ્રેજોને જોઇતી હતી, પણ તે બાઇએ પોતાની ભાષામાં 'આઉં કલાંતચી' એમ બોલી તે નહિ આપવા કહ્યું. અંગ્રેજ સરદારે તેને સમજાવી કે:–"આ જગ્યાનું નામ તારૂં 'કલાંતચી' પાડીશું." ત્યારે એ બાઇએ રાજી થઈ તે જગ્યા આપી. એ દિવસથી આ શહેરનું નામ 'કલાંતચી–કરાંચી' પડયું છે; પણ કેટલાક વેપારીઓ હજુ આને ઘડબોબંદર કહે છે.

પછી તે સુબેદારોએ અથવા સરદારોએ સિંધમાં ફાવે તેવો રાજ્યકારભાર ચલાવ્યો હોય, તેની તેમને દરકાર નહોતી ! પ્રજાનાં જીવનમાં સંતોષ અને સુખનો વધારો શી રીતે થાય; તે તરફ કોઇનું ધ્યાન નહોતું. લડાઇ ટંટાથી પ્રજાનાં જાનમાલ હંમેશ ભયમાં રહેતા; એટલે તેમને કેળવણી અને શાંતિનો લાભ મળતો નહિ.

અંગ્રેજ સરકારનું રાજ્ય સિંધમાં થયા પછી એ બધી બાબતોનો અંત આવ્યો છે. હાલ સિંધ પ્રાંત મુંબઇ ઇલાકાનો એક ભાગ ગણાય છે. સરકાર તરફથી આ પ્રાંતનો રાજ્યકારભાર ચલાવવા માટે કમિશ્નરની નીમણુંક થાય છે. તે ઠરાવેલો પગાર લઇને મુંબઇ સરકારના હુકમ પ્રમાણે આખા પ્રાંત ઉપર સત્તા ચલાવે છે. એક કમિશ્નરની જગ્યાએ બીજો કમિશ્નર આવે છે; પણ તેને રાજ્ય વ્યવસ્થામાં ફેરફાર કરવાનો અધિકાર હોતો નથી. કદાચ કાંઈ ફેરફાર કરવો હોય તો વડી સરકારની પરવાનગી લેવી પડે છે. બ્રિટિશ સરકારના બીજા પ્રાંતો પ્રમાણે આ પ્રાંતમાં પણ ન્યાય અને કાયદા પ્રમાણે અમલ ચાલે છે.

સિંધમાં અંગ્રેજી અમલ થયા પછી લોકોને સુખ અને શાંતિ મળવા લાગ્યાં છે. (૧) ટંટા–બખેડા, લુંટફાટ, મારામારી, ખૂન અને ચોરી વગેરે બંધ પડયાં છે. લશ્કરના પાકા બંદોબસ્તથી હરામખોર માણસોની બદમાશી બંધ થઇ છે. (૨) પ્રજાના સુખને માટે દેશી ભાષાની અને અંગ્રેજી ભાષાની નિશાળો સ્થાપી તેમાં બાળકોને કેળવણી આપવામાં આવે છે. (૩) ટપાલ અને તારની સગવડ થવાથી પ્રજાને થોડા ખર્ચમાં બીજા દેશોમાં બનતા બનાવોની માહિતી મળે છે, તેમજ સંદેશા પહોંચાડવાની સારી સગવડ થઇ છે. (૪) આગબોટ અને આગગાડીની વ્યવસ્થા થવાથી દેશના વેપાર રોજગારને સારો લાભ થયો છે. દુકાળ જેવા સમયમાં બીજા દેશોમાંથી અનાજ ઘાસ વગેરે અહીં આવે છે. તેથી દુકાળનું દુઃખ જણાતું નથી. માણસો દેશ પરદેશ સારી રીતે મુસાફરી કરી શકે છે, ગુજરાત, કાઠીઆવાડ, મારવાડ

અને બીજા દેશોમાંથી હજારો માણસો ધંધા-અર્થે સિંધમાં આવે જાય છે. અને લાખો રૂપીઆનો માલ પરદેશથી અહીં આવે છે તથા અહીંથી પરદેશ જાય છે. (૫) ધર્મ સંબંધી કોઇના ઉપર કાંઇ જુલમ થતો નથી. સહુને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ છે. (૬) છાપખાનાં નીકળવાથી લોકોને સસ્તી કિંમતે જુદાં જુદાં પુસ્તકો વાંચવાનો લાભ મળ્યો છે. (૭) ખેતીના ઉત્તેજનને માટે સિંધુ નદીમાંથી નહેરો ખોદાવવામાં આવી છે, તથા જુની નહેરો સુધરાવવામાં આવી છે, આથી આ દેશની ખેતી સુધરતી જાય છે. (૮) મોટાં શહેરોમાં મ્યુનિસિપાલીટીઓ સ્થપાયાથી શહેરના આગેવાનો તેનો વહીવટ ચલાવે છે અને પ્રજાને સ્થાનિક સ્વરાજ્યના લાભ મળ્યા કરે છે. (૯) ઠેકાણે ઠેકાણે સરકારી દવાખાનાં ઉઘાડી પ્રજાની તંદુરસ્તી તરફ સારૂં ધ્યાન આપવામાં આવે છે. (૧૦) પ્રજાને કાયદા અને ન્યાયનો સારો લાભ મળી શકે એટલા માટે અદાલતો સ્થાપવામાં આવી છે: ટુંકામાં પ્રજાના આચારવિચાર, રહેણીકરણી, ભાષા, કેળવણી વગેરેમાં સુધારો થયો છે અને તેથી પહેલાંના કરતાં અંગ્રેજી અમલમાં સિંધની પ્રજા પૈસે ટકે સુખી થઇ રહી છે.

## હાલનું સિંધ

**જાની વાતોઃ**—સિંધ દેશની જૂની વાતો ઘણી છે; પણ પહેલાનાં વખતમાં લોકો એ વાતો લખી રાખવાની જરૂર સમજતા નહોતા, એટલે સળંગ ઇતિહાસ મળી આવતો નથી. છાપવાની કળા પહેલાં નહોતી. એટલે ભાટ ચારણો જે કંઇ વાર્તાઓ મોઢેથી કહી બતાવતા તેજ લોકોમાં ફેલાવો પામતી. આવી વાર્તાઓમાં ' સુણી ને મેયાર ' ' પુંઅરો ને રાજે ' ' ઉપર ને મારવી ' વગેરે વાતો અત્યારે મળી આવે છે; પણ તેમાં ઇતિહાસ કરતાં બીજી બાબતો વધારે હોવાથી તે ઇતિહાસ માટે ઉપયોગી થઇ પડતી નથી. સિંધમાં રાવવંશ, બ્રાહ્મણવંશ, સુમરાઓ, સમાઓ, અર્ગુનવંશ, તરખાનવંશ, કલહોરા, ટાલપુરા વગેરે બધા સત્તાધારીઓના સમયમાં અવ્યવસ્થિત અને અનિયમિત રાજ્યપદ્ધતિ હતી; પરંતુ અંગ્રેજોના અમલમાં એવી પદ્ધતિનો અંત આવ્યો છે અને રાજ્યની વ્યવસ્થાનું ઉત્તમ ધોરણ દાખલ કરવામાં આવ્યું છે.

**હાલનો વહીવટ:**—સિંધ પ્રાંત અંગ્રેજી સત્તાતળે આવ્યા

પછી તેનો વહીવટ બરાબર ચલાવવા માટે ગામડાંઓમાં **પોલીસ પટેલો** ( મુખીઓ ) નીમવામાં આવે છે. તે ગામમાં વ્યવસ્થા તથા શાંતિ રાખે છે અને **તલાટી** તથા **તહેસીલદાર**ને મહેસુલ વસુલ કરવામાં મદદ કરે છે. ગામમાં ચોરી, મારામારી વગેરે ગુન્હાઓ બને તેની પોલીસથાણામાં ખબર આપે છે અને તાલુકાના ઉપરી અમલદારના હુકમ પ્રમાણે કામ કરે છે. તાલુકાના ઉપરીને **મામલતદાર** કહે છે. તે ગામડાંનો બંદોબસ્ત રાખે છે, મહેસુલ વસુલ કરે છે અને લોકોના કજીયા ટંટાનો ફેંસલો આપે છે. તેનો ઉપરી **આસિસ્ટંટ કલેકટર** કહેવાય છે. તેના હાથમાં બે ત્રણ તાલુકા મળીને બનેલા સબ ડિવિઝનનો અધિકાર હોય છે. તેના કામ ઉપર જિલ્લાનો **કલેકટર** દેખરેખ રાખે છે. જિલ્લામાં કોઈ પણ જાતની ગેરવ્યવસ્થા


લૉર્ડ ઈરવીન

ન થાય, તે તરફ તેને ધ્યાન આપવું પડે છે, દુઃખના વખતમાં પ્રજાને મદદ કરવાની ગોઠવણ કરવી પડે છે અને કમિશ્નરના હુકમ પ્રમાણે વહીવટ કરવો પડે છે.

*કમિશ્નરના ઉપરી **ગવર્નર સાહેબ** કહેવાય છે, તે ઇલાકાનો કારભાર ચલાવે છે; પણ તેમને કેટલીક બાબતમાં વૉઇસરૉયની સલાહ પ્રમાણે વર્તવું પડે છે. હાલના **વૉઇસરૉય લૉર્ડ ઇરવીન સાહેબ** નામદાર **શહેનશાહ**ના **પ્રતિનિધિ** તરીકે હિન્દુસ્તાન ઉપર અમલ ચલાવે છે.

---

* સિંધના કમિશ્નરને મુંબઈ ઈલાકાના બીજા પ્રાંતોના કમિશ્નરો કરતાં કેટલીક વધુ સત્તા છે; કારણ કે સિંધ " નૉન રેગ્યુલેશન " પ્રાંત છે. જે પ્રાંતના ઉપરીને કાયદાને છેક વળગી ન રહેતાં પોતાની વિવેક બુદ્ધિ પ્રમાણે વર્તવાની છૂટ હોય છે તે પ્રાંતને " નૉન રેગ્યુલેશન ડિસ્ટ્રીક્ટ " કહે છે.

# સિંધના કમીશ્નરોના વખતના મુખ્ય મુખ્ય બનાવો.

**ફ્રીઅર સાહેબ :—ઈ. સ. ૧૮૫૧ થી ૧૮૫૯.**

તેમના વખતમાં સિંધમાં નીચેના બનાવો બન્યા.

૧ વેપાર રોજગારને તથા હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે કરાંચીમાં તથા સક્કરમાં મોટાં પ્રદર્શનો ભરવામાં આવ્યાં. તેમાં કરાંચીનું પ્રદર્શન ૬૦ દિવસ અને સક્કરનું પ્રદર્શન ૪૫ દિવસ સુધી ચાલ્યું હતું. એ પ્રદર્શનમાં આવેલા માલ ઉપરની જકાત માફ કરવામાં આવી હતી.

૨ ઇ. સ. ૧૮૫૨ માં ખૈરપુરના મીર પાસેથી નવશેરા, કંડીઆરા વગેરે બ્રિટિશ હકનાં ગામ પાછાં લેવામાં આવ્યાં.

૩ કરાચીમાં સુધરાઇ ખાતાની વ્યવસ્થા થઇ.

૪ પોલીસખાતામાં સુધારા થયા.

૫ ઇ. સ. ૧૮૫૩ માં પૂર્વ નાળાનું કામ શરૂ થયું તે ઇ. સ. ૧૮૫૯ માં પુરૂં થયું.

૬ ઇ. સ. ૧૮૫૪ માં હૈદ્રાબાદના મીરને કલકત્તાથી સિંધમાં પાછા આવવાની રજા મળી.

૭ એ જ સાલમાં કરાચીમાં અંગ્રેજી નિશાળ ઉઘડી ને પ્રજાને નવી કેળવણી મળવા માંડી.

૮ સરકારી દફતરો અરબી સિંધી અક્ષરોમાં રાખવાનો ઠરાવ થયો.

૯ ઈ. સ. ૧૮૫૭ માં કંપનિ સરકાર વિરૂદ્ધ હિન્દુસ્તાનમાં હિન્દી સિપાઇઓએ મોટો બળવો કર્યો, સિંધમાં એ બળવાની અસર થઇ, બદમાશ લોકોનાં ટોળાં ઉશ્કેરાઇને અંગ્રેજ કમાંડર તથા બીજા ગોરા અમલદારોને મારી નાંખવાની તૈયારીમાં હતાં, એટલામાં દગો પકડાઈ જવાથી એ ટોળાં પકડાઇ ગયાં અને લશ્કરી બળથી સિંધમાં બળવો બેસાડી દેવામાં આવ્યો તે પછી હિન્દની લગામ મહારાણી વિકટોરીઆએ હાથમાં લીધી, એટલે સિંધ પણ તેમની સત્તા નીચે ગણાયો.

૧૦ ઇ. સ. ૧૮૫૮ માં કરાચીથી કોટ્રા સુધીની રેલવેનું બાંધકામ શરૂ થયું.

૧૧ ઇ. સ. ૧૮૫૮ માં કોટ્રીથી મુલતાન સુધી આગબોટ ચાલુ થઇ.

૧૨ ઈ. સ. ૧૮૫૯ માં ફ્રીઅર સાહેબ કલકત્તાના વૉઇસરાયની સભાના સભાસદ નીમાયાથી સિંધ છોડી ગયા, ત્યારે પ્રજાએ તેમને ભારે માન આપ્યું હતું અને તેમની યાદગીરી કાયમ રાખવા માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું. તે ફંડમાંથી કરાચીમાં પાછળથી ફ્રીઅર હૉલ બાંધવામાં આવ્યો.

ઈનવેરારીટીઃ—ઈ. સ. ૧૮૫૯ થી ઈ. સ. ૧૮૬૨

૧ ઇ. સ. ૧૮૬૧ માં કરાંચીથી દાબેચી સુધી રેલવે થઇ.

૨ નવી દીવાની કોર્ટો ઉઘડી.

૩ કરાંચી બંદરને સુધારવામાં આવ્યું.

માન્સફીલ્ડઃ—ઈ. સ. ૧૮૬૨ થી ૧૮૬૭

૧ ફોજદારી કાયદો અમલમાં મૂકાયો.

૨ સિંધને માટે કરાંચીમાં સદર કોર્ટ સ્થપાઇ.

૩ હૈદ્રાબાદમાં ઇંજનેરી સ્કૂલ ઉઘડી.

૪ ઈ. સ. ૧૮૬૫ માં કરાંચીમાં ફ્રીઅર હૉલ ખુલ્લો મૂકાયો.

કર્નલ સર વિલ્યમ મેરીવેધરઃ—ઈ. સ. ૧૮૬૮ થી ૧૮૭૭.

૧ સખ્ખર નહેર સુધારવામાં આવી-

૨ કરાંચીમાં ફ્રીઅર હૉલમાં સિંધના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ભરવામાં આવ્યું.

૩ કશ્મોર આગળ સિંધુના પુરથી થતું નુકસાન અટકાવવા બંધ બંધાવ્યો.

૪ કોટ્રીથી મુલતાન સુધીની રેલવેનું કામ શરૂ થયું.

૫ જેકોબાબાદમાં દરબાર ભરી કલાતના મુલકની અવ્યવસ્થા ટાળી.

૬ હિન્દુસ્તાનનો વૉઇસરાય લૉર્ડ નોર્થબ્રુક અને મુંબઇના ગવર્નર સિંધમાં આવ્યા. ઇ. સ. ૧૮૭૨

૭ મેરીવેધરની યાદગીરી કાયમ રાખવા માટે કરાંચી બંદર ઉપર મેરીવેધર પિયર અને શહેરમાં મેરીવેધર ટાવર રાખવામાં આવેલ છે.

**અરસ્કીન**—ઇ. સ. ૧૮૭૯ થી ૧૮૮૭

૧—હાલના ધોરણે કરાંચીમાં મ્યુનિસિપાલીટી* થઇ ઇ. સ. ૧૮૭૯

૨—કરાંચીમાં વેપારી ચેમ્બરની સ્થાપના થઇ ઇ. સ. ૧૮૮૦

૩—મનોરામાં +બ્રેકવૉટરનું કામ પુરૂં થયું. ૧૮૮૩.

૪—કરાંચીમાં પોર્ટટ્રસ્ટની સ્થાપના થઇ. ઇ. સ. ૧૮૮૬

**સર ચાલ્સ પ્રીચર્ડઃ**—ઈ. સ. ૧૮૮૭ થી ૧૮૮૯

૧ સખ્ખર રેલ્વેવાળો લેન્સડાઉન પૂલ ખુલ્લો મૂકાયો.

૨ હૈદ્રાબાદમાં ટ્રેનિંગ કૉલેજ સ્થાપવામાં આવી.

**જેમ્સઃ**—ઇ. સ. ૧૮૯૧ થી ૧૯૦૦

૧ ઇ. સ. ૧૮૯૩ માં સિંધ જીતાયાને ૫૦ વરસ થયાં હોવાથી કરાંચીમાં તેની ખુશાલી ઉજવવામાં આવી.

૨ કરાંચીમાં દયારામ જેઠમલ સિંધ કોલેજ સ્થાપવામાં આવી.

૩ મુસલમાનોની કેળવણી માટે કરાચીમાં મદ્રેસાતુલઇસ્લામની સ્થાપના થઈ.

૪ હૈદ્રાબાદમાં એગ્રીકલ્ચર સ્કૂલ ઉઘડી.

૫ સ્ત્રીઓ તથા બાળકોની સારવાર માટે કરાંચી, હૈદ્રાબાદ અને શિકારપુરમાં લેડી ડફ્રીન હૉસ્પીટલો ચાલુ થઇ.

૬ રોહરી-કોટ્રી અને સાદીપલ્લી રેલ્વે ઉઘાડવામાં આવી.

૭ કોટ્રી પાસે સિંધુ નદી ઉપર પુલ બંધાવવાનું કામ શરૂ થયું.

૮ જુદા જુદા ભાગોમાં હુન્નર ઉદ્યોગની શાળાઓ ઉઘડી.

---

* શહેર સુધરાઈ ખાતાનો એક કાયદો થયો છે, તેના આધારે મોટાં શહેરોમા મ્યુનિસિપાલીટીઓ દાખલ થઈ છે. તેમાં પ્રજાના ચુટેલા મેમ્બરો એકઠા મળીને સુધારાનાં કામ કરાવે છે. શહેરના રસ્તાઓ તથા ખોળો સાફ રાખવાં, શહેરને ચોખ્ખું પાણી પુરૂં પાડવું, ગંદકી થતી અટકાવવી. મફત દવાખાનાં ઉઘાડવા, લોકોને શીતળા ટંકાવવાની સગવડ કરી આપવી, રાત્રે દિવાઓનો બંદોબસ્ત કરવો, પ્રાથમિક નિશાળો સ્થાપવી વગેરે **મ્યુનિસિપાલિટીની ફરજો ગણાય છે.**

\+ કેમારી અને **મનોરા**ની વચ્ચે દરિયાની ખાડીમાં પાણીમાં મોટા મોજા રોકવા માટે **મનોરા** આગળ દરિયામા પથ્થરનો એક દિવાલ બાંધી છે તેને **બ્રેકવોટર** કહે છે.

૯ સાંધડ તાલુકામાં લુંટારૂ ટોળીઓને વશ કરવામાં આવી.

૧૦ નાના મીરોને ભણાવવા માટે હૈદ્રાબાદમાં અંગ્રેજી નિશાળની ગોઠવણ થઇ.

આર. જાઇલ્સઃ—ઇ. સ. ૧૯૦૧ થી ૧૯૦૨

૧ લાડકાણા જીલ્લાની નવી કલેકટરી શરૂ થઇ.

૨ જમરાઉ નહેર ઉપર ખેતીને માટે ખેડુતોને જમીનો આપવાનું શરૂ થયું.

૩ જોધપુર-બીકાનેર રેલ્વે ચાલુ થઇ.

૪ દાદુ અને બીજી નહેરો સુધારવામાં આવી.

૫ ઇ. સ. ૧૯૦૧ માં મહારાણી વિકટોરીઆનો વિલાયતમાં સ્વર્ગવાસ થયો.

કયુમિનઃ—ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૦૪

૧ સિંધમાં વાવાઝોડાનું મોટું તોફાન થવાથી ઘણું નુકસાન થયું.

૨ શહેનશાહ સાતમા અડવર્ડ ગાદીએ બેઠા તેની ખુશાલમાં દિલ્હીમાં લૉર્ડ કર્ઝને મોટો દરબાર ભર્યો હતો અને વિલાયતથી એ શહેનશાહના ભાઇ ડયુક ઑફ કોનોટ બાદશાહી પરોણા તરીકે આ દેશમાં પધાર્યા હતા.

મ્યુર મકેન્ઝીઃ—ઇ. સ. ૧૯૦૩ થી ૧૯૦૫

૧ હૈદ્રાબાદથી બદીના સુધી રેલવે ઉઘડી.

૨ જેમ્સાબાદ, પીથોરો ને નસરત તાલુકા વધાર્યા.

૩ કપાસના પાકમાં સુધારો થયો.

૪ ન્યાયખાતામાં કેટલાક સુધારા થયા.

યંગહસ્બંડ.—ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૧૨

૧ શહેનશાહ સાતમા એડવર્ડના પાટવી કુંવર પ્રિન્સ ઑફ વેલ્સ તા. ૯, નવેમ્બર ૧૯૦૫ ના રોજ મુંબઇ બંદરે ઉતર્યા અને આખા હિન્દમાં ચારેક માસ મુસાફરી કરી તા. ૧૭ માર્ચ ૧૯૦૬ ના રોજ સદર સ્ટેશને ઉતરી કરાચીમાં પધાર્યા અને સાંજે ફ્રીઅર હૉલમાં મહારાણી વિકટોરીઆનું બાવલું ખુલ્લું મૂકયું. પછી તા. ૧૯ ના રોજ વિલાયત જવા સિધાવ્યા.

૨ તા. ૬, મે ૧૯૧૦ ના રોજ શહેનશાહ સાતમા એડવર્ડ સ્વર્ગવાસી થયા.

૩ તા. ૨૨, જુન ૧૯૧૧ ના રોજ વિલાયતમાં શહેનશાહ પાંચમા જ્યોર્જે તાજ ધારણ કર્યો.

૪ તા. ૧૨, ડીસેમ્બર ૧૯૧૧ ના રોજ નામદાર શહેનશાહે મહારાણી મેરી સાથે હિન્દમાં પધારી દિલ્હીમાં ભારે ધામધૂમથી રાજ્યાભિષેકની ક્રિયા કરાવી. સિંધનાં ગામે ગામમાં અને શહેરે શહેરમાં તે દિવસે ભારે ધામધૂમ કરવામાં આવી. કરાચી મ્યુનિસિપાલીટીએ સારી રોશની કરી રમતગમતના મેળાવડા કર્યા અને વિદ્યાર્થીઓને કોરોનેશન ચાંદ વહેંચ્યા.

૫ નવાબશાહ જિલ્લો જુદો પડયો ઇ. સ. ૧૯૧૨

**લ્યૂકાસઃ—ઇ. સ. ૧૯૧૨ થી ૧૯૧૬**

૧ ઇ. સ. ૧૯૧૪ માં યુરોપખંડમાં મોટી લડાઇ સળગી; તેમાં અંગ્રેજો મિત્રરાજ્યોના પક્ષમાં રહી જર્મનો સામા લડયા. એ વખતે હિન્દના બીજા પ્રાંતો પ્રમાણે સિંધ પ્રાંતે સરકારને નાણાંની સારી મદદ કરી.

૨ કરાચીમાં પોર્ટટ્રસ્ટનું* મકાન ખુલ્લું મૂકાયું ઇ. સ. ૧૯૧૬

૩ કરાચીમાં શહેનશાહ સાતમા એડવર્ડનું બાવલું ખુલ્લું મૂકાયું.

**રયુઃ—ઇ. સ. ૧૯૨૦ થી ૧૯૨૬**

૧ ઇ. સ. ૧૯૨૧ માં ડયુક ઑફ કોનોટ હિન્દુસ્તાનમાં પધાર્યા.

૨ ઇ. સ. ૧૯૨૨ મા નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ કરાચીમાં પધાર્યા.

**હડસનઃ—ઇ. સ. ૧૯૨૬ થી ૧૯૨૯**

૧ તા, ૪ એપ્રિલ ૧૯૨૯ ના રોજ હવાઈ માર્ગે વિલાયત—લંડનથી પહેલ વહેલી ટપાલ કરાચી આવી. અને ઇંગ્લાંડ અને હિન્દુસ્તાન વચ્ચે વિમાનદ્વારા કાગળોની આવજા શરૂ થઈ.

૨ ઇ. સ. ૧૯૨૯ માં સિંધમાં જળપ્રલયનું તોફાન થયું, તેથી ઘણાં માણસો નિરાધાર થઇ ગયાં.

---

*પોર્ટ ટ્રસ્ટ એ એક સ્થાનિક સ્વરાજ્ય જેવી સંસ્થા છે. તેમાં પ્રજાના મેમ્બરો હોય છે. તેનું કામ બંદર ઉપર દેખરેખ રાખવાનું અને બંદરને ખીલવવાનું હોય છે. બંદરમાં આવતા અને જતા માલ ઉપર તે દેખરેખ રાખે છે.




લંડન થી હિંદ સુધી ટપાલ નો હવાઈ માર્ગ.

# પુરવણી પહેલી.

## સિંધનો સમય દર્શક તકતો.

| સમય | વર્ષ | સ્થાન |
|---|---|---|
| ૧ વેદનો સમય | ... ... | સિંધુ કાંઠો. |
| ૨ મહાભારતનો ,, | ઈ. સ. પૂ. ૫૦૦૦ | સેવણ |
| ૩ ઈરાની લોકોનો ,, | ,, ૫૧૫ | સિંધુના મુખ આગળ. |
| ૪ સિકંદરનો ,, | ,, ૩૨૮ | સેવણ |
| ૫ મૌર્યનો ,, | ,, ૩૦૫ | ,, |
| ૬ શકલોકોનો ,, | ઇ. સ. ૧૨૬ | અલોર |
| ૭ રાવવંશનો ,, | ઇ. સ. ૪૯૫–૬૫૦ | ,, |
| ૮ બ્રાહ્મણ વંશનો | ,, ૬૫૦–૭૧૨ | ,, |
| ૯ આરબોનો ,, | ,, ૭૧૨–૯૮૫ | ,, |
| ૧૦ કરમેસીયાનો ,, | ,, ૯૮૫–૧૦૨૪ | ,, |
| ૧૧ ગીઝનીવંશનો ,, | ,, ૧૦૨૪–૧૦૫૧ | ,, |
| ૧૨ સુમરાઓનો ,, | ,, ૧૦૫૧–૧૩૫૧ | ઠઠ્ઠા |
| ૧૩ સમાઓનો ,, | ,, ૧૩૫૧–૧૫૨૧ | ,, |
| ૧૪ અર્ગુન વંશનો ,, | ,, ૧૫૨૧–૧૫૫૪ | ,, |
| ૧૫ તરખાન વંશનો ,, | ,, ૧૫૫૪–૧૫૯૦ | ,, |
| ૧૬ મોગલોનો ,, | ,, ૧૫૯૦–૧૭૩૯ | ,, |
| ૧૭ નાદિરશાહનો ,, (કલહોરા સુબાઓ) | ,, ૧૭૩૯--૧૭૪૮ | ઠઠ્ઠા અને હૈદ્રાબાદ |
| ૧૮ કંદહારના પાદશાહનો | ,, | |
| ૧–કલહોરા સુબાઓ | ,, ૧૭૪૮–૧૭૮૧ | ,, |
| ૨–ટાલપુર સુબાઓ | ,, ૧૭૮૧–૧૮૪૪ | હૈદ્રાબાદ, મીરપુર ખાસ, ખૈરપુર |
| ૧૯ અંગ્રેજોનો સમય | " ૧૮૪૩–ચાલુ | કરાચી |

## પુરવણી બીજી:

### સિંધના ઈતિહાસના સાલવાર બનાવો.

ઈ. સ. પૂર્વે ૫૨૫ ઈરાનના ડરાયસ (દારા)એ સિંધુના કાંઠા ઉપરનો પ્રદેશ જીતી લીધો.

„ „ ૩૨૮ સિકંદરની સિંધ ઉપર સ્વારી.

ઈ. સ. ૬૫૦ રાવવંશનો રાજા સાહસી બીજો મરણ પામ્યો.

„ ૭૧૨ **અલોરની** લડાઈ: મહમદ બીનકાસિમે બ્રાહ્મણ-વંશના રાજા દાહરને હરાવ્યો.

„ ૭૫૦ બગદાદની સત્તા ઉમીયા વંશના હાથમાંથી અબ્બાસ-વંશના હાથમાં ગઈ.

„ ૭૮૭ શેખ તુરાબઅલ્લી મરણ પામ્યો.

„ ૯૮૫ આરબોના હાથમાંથી સિંધની સત્તા કરમેશીઆ લોકોના હાથમા ગઈ.

„ ૧૦૨૪ મહંમદ ગીઝનીએ સિંધ ઉપર સ્વારી કરી.

„ ૧૦૫૧ સિંધમાં સુમરાઓનું રાજ્ય થયું.

„ ૧૨૯૬ ભુંગર સુમરો મરણ પામ્યો.

„ ૧૩૦૦ અલ્લાઉદ્દીને સિંધ જીત્યું.

„ ૧૩૫૧ જામ ઉન્નડ ગાદીએ બેઠો.

„ ૧૩૬૧ ફીરોઝુદ્દીન તઘલખે સિંધ ઉપર સ્વારી કરી.

„ ૧૩૯૧ સમાઓ મુસલમાન થયા.

„ ૧૩૯૮ તૈમુરની સિંધ ઉપર સ્વારી.

„ ૧૫૨૧ **ટહટીની** લડાઈ શાહબેગ અર્ગુને જામ ફૈરોઝને હરાવ્યો.

„ ૧૫૨૨ શાહબેગ અર્ગુન મરણ પામ્યો.

„ ૧૫૨૬ મીરઝાં શાહહુસેને મુલતાન લીધું.

„ ૧૫૨૬ બાબરે પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને હરાવ્યો.

„ ૧૫૪૦ દિલ્હીનો મોગલ બાદશાહ હુમાયુ સિંધમાં આવી રહ્યો.

„ ૧૫૪૨ ઉમરકોટમાં અકબર બાદશાહનો જન્મ થયો.

,, ૧૫૫૪ મીરઝાં શાહહુસેન મરણ પામ્યો.

,, ૧૫૫૭ અકબર બાદશાહે બખ્ખર લીધું.

,, ૧૫૯૦ ઉન્નડપુરનું યુદ્ધ

,, ૧૬૦૫ દિલ્હીના અકબર બાદશાહનું મરણ.

,, ૧૭૦૦ યારમહંમદ કલહોરાએ શિકારપુર શહેર લીધું.

,, ૧૭૩૬ નૂરમહંમદ કલહોરાએ સિંધનો અધિકાર મેળવ્યો.

,, ૧૭૩૯ નાદિરશાહની સિંધ ઉપર સ્વારી.

,, ૧૭૫૪ અહમદદુરાનીની સિંધ ઉપર સ્વારી.

,, ૧૭૫૮ અંગ્રેજ વેપારીઓને ગુલામશાહ તરફથી ઠઠ્ઠામાં વેપાર કરવાની પરવાનગી મળી.

,, ૧૭૬૮ ગુલામશાહે હૈદ્રાબાદનો કિલ્લો બંધાવ્યો.

,, ૧૭૭૧ ગુલામશાહનું મૃત્યુ થયું.

,, ૧૭૭૫ સરફરાજખાને ઠઠ્ઠામાંથી અંગ્રેજ વેપારીઓની કોઠી ખાલી કરાવી.

,, ૧૭૮૧ અબ્દુલનબી ગાદીએ બેઠો.

,, ૧૭૮૩ મીર ફત્તેહઅલીખાન સિંધનો હાકેમ થયો.

,, ૧૭૯૨ ટાલપુરોએ કરાચી શહેર લીધું.

,, ૧૮૦૧ મીર ફત્તેહઅલીખાને ઉમરકોટ લીધું.

,, ૧૮૦૯ અંગ્રેજો અને મીરો વચ્ચે મિત્રાચારીનું તહનામું થયું.

,, ૧૮૩૨ } અંગ્રેજો અને મીરો વચ્ચે વેપારી ઠરાવો થયા.
,, ૧૮૩૪ }

,, ૧૮૩૯ અંગ્રેજી લશ્કરે મનોરા લીધું.

,, ૧૮૪૩ મીયાંની અને દબાની લડાઇઓમાં સર ચાર્લ્સ નેપીયરે મીરોને હરાવ્યા.

,, ૧૮૪૭ સિંધને મુંબઇ ઈલાકા સાથે જોડી દેવામાં આવ્યું.

,, ૧૮૫૭ હિન્દી સિપાઇઓનો બળવો.

,, ૧૮૭૯ કરાચીમાં મ્યુનિસિપાલીટી થઈ *

,, ૧૮૮૭ જ્યુબિલિ મહોત્સવ થયો.

,, ૧૯૦૦ છપ્પનીઓ દુકાળ પડયો.

,, ૧૯૦૧ મહારાણી વિક્ટોરીઆ સ્વર્ગવાસી થયાં.

,, ૧૯૧૦ મહારાજા સાતમા એડવર્ડ પરલોકવાસી થયાં.

,, ૧૯૧૧ શહેનશાહ પાંચમા જ્યૉર્જ દિલ્હીમાં દરબાર ભરી ગાદીએ બેઠા.

,, ૧૯૧૪ યુરોપખંડમાં મહાયુદ્ધ શરૂ થયું.

,, ૧૯૧૮ યુરોપનું એ મોટું યુદ્ધ બંધ થયું.

,, ૧૯૧૯ હિન્દુસ્તાનને નવા સુધારા મળ્યા, તેથી સિંધ પ્રાંતમાં પહેલાંના કરતાં પ્રજામતને વધુ સારૂં સ્થાન મળ્યું.

,, ૧૯૨૧ ડ્યુક ઑફ્ કોનોટ હિન્દુસ્તાનમાં પધાર્યા.

,, ૧૯૨૨ નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ કરાંચીમાં પધાર્યા.

,, ૧૯૨૯ સિંધમાં જળપ્રલયથી ઘણું નુકસાન થયું.

,, ૧૯૨૯ વિલાયતથી હવાઇમાર્ગે પહેલવહેલી કરાચી ટપાલ આવી.

---

## પુરવણી ત્રીજી:

### સિંધના કમિશ્નરો*

| | | | |
|---|---|---|---|
| પ્રિંગલ | ૧૮૪૭–૧૮૫૦ | સર જેમ્સ | ૧૮૯૧–૧૯૦૦ |
| સર ફ્રિયર | ૧૮૫૧–૧૮૫૯ | જાઇલ્સ | ૧૯૦૦–૧૯૦૨ |
| ઈનવેરારિટી | ૧૮૫૯–૧૮૬૨ | કયુમીન | ૧૯૦૨–૧૯૦૪ |
| માન્સફિલ્ડ | ૧૮૬૨–૧૮૬૭ | મેકેન્ઝી | ૧૯૦૪–૧૯૦૫ |
| હેવલૉક | ૧૮૬૭–૧૮૬૮ | યંગહસ્બંડ | ૧૯૦૫–૧૯૧૨ |
| મેરીવેધર | ૧૮૬૮–૧૮૭૭ | હ્યૂકાસ | ૧૯૧૨–૧૯૧૫ |
| મેલવીલ | ૧૮૭૭–૧૮૭૯ | લૉરેન્સ | ૧૯૧૫–૧૯૧૬ |
| અર્સ્કિન | ૧૮૭૯–૧૮૮૭ | રયુ | ૧૯૨૦–૧૯૨૬ |
| પ્રીચર્ડ | ૧૮૮૭–૧૮૮૯ | હડસન | ૧૯૨૬–૧૯૨૯ |
| સર ટ્રેવર | ૧૮૮૯–૧૮૯૧ | થોમસ | ૧૯૨૯– |

---

*કેટલાક ઍક્ટિંગ કમિશ્નરો આમાં લખ્યા નથી.